



ઉમાશંકર જોષીનાં

બીજાં પુસ્તકો :—

—એકાંકી નાટકો :

સાપના ભારા



—પારકાં જણ્યાં :

( શ્રી જોષીની

પ્રથમ નવલકથા )

## બીજે વરસે

□ **પારકાં જણ્યાં**

નવલકથા

**ઉમાશંકર જોષી**

તા. ૧૦ જુલાઈ ૧૯૪૦

□ **પલ્લવ**

નવલિકા સંગ્રહ

**દુર્ગેશ શુકલ**

તા. ૧૦ ઑક્ટોબર ૧૯૪૦





□ **જવનિકા**

એકાંકી નાટિકાઓ

**જયન્તિ દલાલ**

તા. ૧૦ જાન્યુઆરી' ૪૧

□ **જીવો દાંડ**

વાર્તાસંગ્રહ

**પન્નાલાલ પટેલ**

તા. ૧૦ મી એપ્રિલ' ૪૧

પ્રકાશકઃ—
જયન્તિ દલાલ
'ગતિ અને રેખા'
પીપલ્સ બેંક બીલ્ડિંગ,
અમદાવાદ.

ગતિ ગ્રંથમાળા
વર્ષ ૨ જું

| | |
|---|---|
| છૂટક કિંમત | લવાજમે કિંમત |
| ૦-૧૨-૦ | ૦-૮-૦ |
| (માર્ગવ્યય અલગ) | (માર્ગવ્યય સહિત) |

પુસ્તક ૧ લું
૧૦ મી જુલાઈ ૧૯૪૦

મુદ્રકઃ—
ભુધરભાઈ હકાભાઇ બ્રહ્મભટ્ટ
ધી નવયુગ મુદ્રણાલય. શાહપુર,
નાગોરીવાડ જીવાભાઇની ખડકી.
અમદાવાદ.

# પારકાં જણ્યાં

લેખક

ઉમાશંકર જોશી



ગતિ ગ્રંથમાળા

વર્ષ બીજું — પુસ્તક પહેલું

ગતિ પ્રકાશન સાતમું

'પારકાં જણ્યાં' થી ગ્રંથમાળાનું બીજું વર્ષ શરૂ થાય છે.

ગ્રંથમાળા વિષે અમારે કશું કહેવાનું નથી. ગયા વર્ષનાં પુસ્તકો અને હાથમાં છે તે કિતાબ જો એ વિષે બોલતાં—પૂરતું બોલતાં—ન હોય તો અમે શું બોલવાના હતા?

૧૦-૭-૧૯૪૦. 'ગતિ અને રેખા'

*

## શ્રી હરિશ્ચંદ્ર ભ. ભટ્ટને

અક્લાન્ત જેહ સહપાન્થ કલાપ્રવાસે.

*

સંસારનું નવરસે છલકંત પાત્ર,
તેમાંથી, બંધુ, અહીં મેં ગ્રહ્યું ચંચુમાત્ર;
ઇચ્છા કલાગગનમાં હતી એહ છાવા,
તો યે ધરૂં, કદિ ગમે ક્ષણ રંગ આવા!

# પારકાં જણ્યાં



**મહત્ત્વની શુદ્ધિ:**

પૃ૦ ૯૫, છેલ્લી બે લીટીમાંથી 'હિમાલય' રદ કરી, 'જોવામાં' શબ્દ પછી નીચેની લીટીનો 'મશગુલ' મૂકવો. અને છેલ્લો શબ્દ 'સાંભળે' વાંચવો.

# સુખી

## ૧

દરિયાવ જ્યારે બંને ઉંમરલાયક દીકરાને સાથે લઈને ગામડું છોડી શહેરમાં જવા નીકળી ત્યારે લગભગ સૌ ગામલોકને એમ થયું કે હીણા ભાગ્યની રતન જેવાં એ રતન ગુમાવી બેસવાની જ લાગે છે.

'ના, ત્યારે અહીં ગામમાં પણ શા લાડવા છે!' કહી કોઈ આડકતરી રીતે અનુમતિ પણ આપતું.

'કેમ, દરિયાવ, છેવટે જવાનું જ રાખ્યું કે? મેં જાણ્યું હસતી હોઈશ.' વંડામાં વાછરડાં બાંધવા આવેલી કોઈ ડોશીએ દરિયાવને સાચેસાચ જતી જોઈ ઉદ્‌ગાર કાઢ્યા.

'આદમી માણસે પણ દેશાવર ખેડવા મશકેલ છે, આવા જમાનામાં.' પાછળ ગાય દોરી લાવતી વહુવારુએ સાસુના શબ્દો પૂરા થાય ત્યાં દરિયાવ સાંભળે એમ ટમકો મૂક્યો. 'ને આ તો અવસ્થાવાન માણસ, ને ઉપરથી કાખમાં બચ્યાં. ઘરડી ગાય ને ગળે ડહેરો!'

બટકબોલી વહુને સાસુએ કેવી ધમકાવી કાઢી એ જાણવાનો લહાવો લેવા દરિયાવ રોકાઇ શકે એમ હતું નહિ. ઊલટું પોતાની વિદાયને અંગે બોલાતાં વચન પોતાને કાને પણ પડતાં નથી એવો દેખાવ કરવાની એ કાળજી રાખતી હતી. વારેઘડી બંને છોકરામાંથી એકાદને કાંઇ ને કાંઇ સૂચના આપે અને પેલું લેવું રહી ગયું તો નથી, ઓલ્યું ઘરમાં ઠેકાણે મૂકવું ભૂલી ગયાં તો નથી, એમ ચાલુ પૂછપરછ કરતી.

છતાં હૈયામાં એને એક વાતની ભારે ફડક હતી. હજી એક ઘાંટી વટાવવી બાકી છે. ગામના ગોંદરા સુધી પહોંચતાં પહેલાં પેલું જીરણ ઘર વટાવવું બાકી છે. ત્યાં ઘરથી યે વધુ જીરણ એક ડોશી કરાને કડુખલે બેસે છે એ આ નાનકડા ગામની વરસોની ટીકાકાર છે. કોણ જાણે આખા ગામની રજેરજ વાતથી એ શી રીતે વાકેફ થાય છે. એનાં વચન ગામલોકમાં, શહેરમાં મોટાં છાપાંની મથાળાની લીટીઓ જે મહત્ત્વ પામ કરે છે, તે મહત્ત્વ પામે છે. દરિયાવ બંને છોકરાઓ જોડે દબતા અવાજે વાત કરતી ચાલી જાય છે. ત્યાં ડાબી બાજુ ખંડેર હાલતની ભીંત ઉપર કરાને અઢેલીને બેઠેલ ટીકાકારના શબ્દો આવ્યા જ છે તો! 'કેમ દરિયાવ?' સામેથી અવાજ ન આવ્યો એટલે પોતાની ભૂલ તો થતી નથી ને એ જોવા હાથનું છજું કરીને ભમ્મર સંકોડી આંખ ઊંડી લઇ રસ્તા-પર જોયું. 'દરિયાવ જ છેને વળી!'

દરિયાવે સંમતિસૂચક ઉંકારો કર્યો. ને ત્રણે આગળ વધ્યાં.

'કેમ દરિયાવ, ભાગી કે અહીંથી?' પીઠમાં આવતા શબ્દ ભોંકાયા. દરિયાવને ઘણુંએ થયું કે જરગીનું મોઢું બંધ કરું ને એને આટલે વરસે ડાહી કરું: હું કયાં ગામમાંથી ભાગી જાઉં છું, મારી રાજીખૂશીથી જાઉં છું. પણ બોલ્યા ચાલ્યા વગર દરિયાવ આગળ

ચાલી. ને બોલવાની જરૂર શી હતી? આ રસ્તો વળ્યો યે ખરો, ને પેલીની આંખનાં ભાલાંથી પીઠ બિચારી બચી આખરે.

પણ રસ્તો વળે છે, ત્યાં કાન પર આવતા શબ્દો અથડાયાઃ 'તે છોને જતી. પણ આ બાપડા નમાયા પુનમિયાને શીદ શહેરની શેરીઓ ગણાવવા લઈ જાય છે? પેટના જણ્યાનું-મકનિયાનું તારે મન ફાવે તેમ કર. તેમાં કોઇ આડી જીભ ફેરવે તો કહેજે.'

પુનમ દરિયાવનો ઓરમાન છોકરો હતો, તેની વાલેશરી થઇને ડોશીએ દરિયાવને ડામવા પ્રયત્ન કર્યો.

દરિયાવ, વળાંક વટાવીને, પોટલાની ગાંઠ બરાબર કરવા ઢીંચણ પર બીજો પગ ચડાવી તેના ઢીંચણ પર પોટલું મૂકી ગાંઠ ઠીક કરવા લાગી. વિશેષ શબ્દો સંભળાયા નહિ. ઊલટું, એટલું બોલવાથી પણ શ્વાસ ચડેલો હોય એમ ડોશીના ઉધરસ ખાવાનો અવાજ સંભળાતો હતો.

માંડ છૂટકારાની લાગણી અનુભવતી દરિયાવ આગળ બે ડગલાં ભરવા પામી ત્યાં અચાનક કંઈક યાદ આવ્યું ને છોકરા સામે જોઇ બોલી, 'અલ્યા, પાછલી રાત આખી દીવો તો બાળ્યો, પણ પરણાયામાંથી દીવેલ નીતારી લેવું તો રહીજ ગયું છે!'

'હોવે, રહી ગયું છે!' બંને છોકરા બોલી ઊઠયા.

'લાવ, હું નીતારી આવું,' કહી પોટલું આપવા જતી હતી. પણ તરત કાંઈક સૂઝી આવતાં બોલી, 'ના, ના, તમે તો અદ્દર જોતા ચાલ્યા જાઓ ને સારામાઠા શકને ન જુઓ. કયાં તમને રેઢા મકું?' કહી તેણે કમરે ખોસેલી કૂંચી કાઢવા માંડી. પેલા અનાદિ–અનંત ટીકાકારની નજર નીચે ફરી પસાર થવાના એનામાં હોશ ન હતા. કૂંચી પુનમિયાને આપવા જતી હતી, પણ તેને ઘેર રહેવા પાછો મોકલ્યો એમ પેલી વળી મનમાં લાડવા વાળશે એમ

સારી મકનને જ આપી. ' જોજે, સંભાળીને નીતારજે. ને પરણાયાનું શું કરીશ, કહે જો! દીવેલની પીપેલી દીવેટ ઉંદરા તાણી જ ગયા સમજજે. રામજી કરે ને રહી હોય તો દીવેલ બરોબર નીતારી લઈ દીવેટ પર પરણાયું ઢાંકી દેજે. દોડ, જો. અમે પાધરે ઊભાં છીએ.'

મકન ઝટપટ પાછો જતો હતો તેને ફરી દરિયાવે સૂચના આપી, ' ને બારણું બરોબર ખટકો રાખીને વાસજે. બે વાર પાછો જઈને તાળું ખેંચી આવજે.'

' એ હો !' નો ટહુકો કરતો મકન અદૃશ્ય થયો. છતાં યે દરિયાવથી ચિંતાતુર અવાજે બીજી સૂચના દીધા વગર ન રહેવાયું, ' ને સાંકળ દીધા વગર જ તાળું ન મારતો, જોજે.' દૂરથી ' એ હો!' નો પાછો અવાજ આવ્યો. ' ને સાંકળ તાળાની ઉપર જ ન રહી જાય, જોજે બાપુ !' દરિયાવ દૂર દેશાવર જતી હતી પણ એનું મન તો ઘેર સાંકળ પર તાળું થઈને જ લટકતું હતું.

બે ત્રણ ઘર વટાવ્યાં એટલે હવે પાધર. ત્યાં પાછો રસ્તો વળતો હતો. દરિયાવ સહેજ ઉતાવળી થઈ. રખેને કોઈ અપશુકનિયું સામું મળે. મનમાં એણે પેલીને દુવા દીધા. એણે ઠીક યાદ કરી આપ્યું, નહિ તો ત્રણ જણાં સાથે ગામમાંથી નીકળત તે ઠીક થાત નહિ.

પુનમ ઉમંગમાં ને ઉમંગમાં દરિયાવથી બહુ છેટું પડવા દીધા સિવાય ચાલતો હતો. છેલ્લું ઘર મૂક્યું ને આગળ વધવાના કોડવાળા એના પગ ક્ષણભર થંભ્યા. બાળપણ જેની ધૂળમાં રગદોળાઈને ગાળ્યું છે એવા અનેક જન્મસ્થાનના રસ્તાઓનું જાળું જાણે પગમાં અટવાતું ન હોય! પુનમે થંભીને પોતે જેને પહેલીવાર દેશાવર માટે છોડતો હતો એ ગામ તરફ મીટ માંડી.

છેલ્લા ઘરના આંગણામાંના ચંપા હેઠેથી ટેકડીનો, ફૂલ હસતાં હોય એવો મીઠો, અવાજ આવ્યો : 'અહીં શું જુઓ છો ? સામે જુઓ, સામે !'

કયા પંખીએ આ ટહૂકો કર્યો એ જોવાની પુનમમાં હિંમત રહી નહિ. કાંઈક સંકોચથી એણે પીઠ તરફથી નજર ફેરવી લઈ દરિયાવનો રસ્તો લીધો. તો સામેથી.........

દરિયાવ ઘાંટા પાડીને અને હાથના ચાળા કરીને ઉતાવળી ઉતાવળી બોલતી હતી, 'ચાલ્યો આવ, પુનમિયા, ચાલ્યો આવ ! આને જમણી મૂકીને હીંડ્યો આવ !......અને અલી, હાથ જરી નીચા મેલ, જો !......મકનનેય મેં મોઈએ કવેળાનો ક્યાંય મોકલ્યો તો ! આવ, પુનમિયા તું તારે હીંડ્યો આવ ! ફત્તે'ના શકન છે. ચાલ્યો આવ !'

અને જુએ છે તો માથે હેલ લઈને કોઈ પાણિયારી પોતા ભણી ચાલી આવે છે. પૂર્વની પાળ પાછળનાં ઝળહળ જળમાં આકાશની પાણિયારી હજી તો નમણી દેહે સૂરજઘડૂલો ડબોળતી હતી ત્યાં એને પાછળ મૂકી દઈને આ છોડી વહેલી વહેલી .માથે હેલ લઈને ચાલી આવતી હતી. પુનમને ચાલ્યો આવતો જોઈ દરિયાવ ગામ ઝાંપાના આંબલીવાળા ઓટલા તરફ ચાલી.

પુનમ કહ્યાગરાની પેઠે ઝડપથી ડગલાં ભરતો હતો ત્યાં હેલ-વાળીને ઓળખી જતાં ક્ષણભર થંભી ગયો.

એ જ તો સુખી !

બહુ નાનપણમાં બંને ભાઈઓનાં એક સિંહસ્થ વરસમાં લગ્ન થઈ ગયાં હતાં. પણ હજી આણું કરી સુખીને કે ગવરીને ઘેર તેડી ન હતી.

પુનમ ને સુખીનાં લગ્ન ક્યારનાંય થયાં હતાં છતાં, પિતરાઇમાંથી કોઇ આણા માટે સૂચના કરતું તો દરિયાવ કહેતી : 'હજી કાલ સવાર સુધી તો બધાં નાગાં ફરતાં. દાંતમાંથી ધાવણ તો સૂકાવા દો.' પુનમને આમ રસ્તે કે કોઇને ઘેર પ્રસંગ હોય ને સુખીનું મોઢું જોવા મળી જાય. પણ આજે તો સુખીએ પોતે યુક્તિ ન કરી હોત તો એમ ને એમ જ એને ગામ છોડવું પડત.

વહેલે પહોરે સુખીને પાણી ભરી આવી શુકનમાં સામી મળતી જોઈ પહેલાં તો પુનમને માન્યામાં આવ્યું નહિ. પણ એ જ રૂપ, એ જ ચાલ,ને એ જ અમીની દષ્ટિ. એમાં ઝબોળાતાં એનો અંતરાત્મા મોકળાશ અનુભવી રહ્યો. પગ એના હવે ગામરસ્તા-ઓના જાળાની ગૂંચમાંથી છૂટા થયા. મૂંગાં મૂંગાં બંને જણ એક-મેકને પડખે થઇને પસાર થઇ ગયાં. માત્ર સુખી વરના મોંઢા સામે જોઈ સહેજ મલકાઈ એ જ,

શરમાળ પુનમે સુખી સામે એક પલક જોઈ લીધું એટલામાં પણ એને મનમાં ઊંડે ઊંડે સમજાઈ ગયું કે આખી જિન્દગીનો રસ્તે પહોંચે એટલું ભાથું હૈયાને મળી ગયું છે. મોટી મોટી ડાંફો ભરતો એ દરિયાવ હતી તે ઓટલા તરફ વધ્યો.

સુખી મોંઢા પરનો મલકાટ છાતીમાં સમેટી લઇ ધીમે ડગલે ઘર તરફ જતી હતી. ચંપાને ઓથે ઊભેલી બેનપણીએ કેટલીય વાર 'સુખી!' 'સુખી!' બૂમો પાડી હશે ત્યારે એનું ધ્યાન તે તરફ ગયું-

આજ તો સુખીની ભરી ભરી હેલ છલકાતી હતી. કે હૈયું ?.

૨

મકન આવ્યો એટલે ત્રણે જણાં સ્ટેશનને રસ્તે ચાલવા માંડ્યાં. ઘર બરોબર બંધ થયું છે કે નહિ તેની અનેકવાર ખાતરી કરી દરિયાવ કચવાતે મને બોલી, ' અલ્યા મકનિયા, તું યે મારો કહ્યો ગયો એટલો ગાંડો પણ ખરો તો! પાવલીભાર તેલ મૂંઉં છો જાત, પણ શકનની ઘડીએ તને જવા દીધો. કેવા ફત્તે'ના શકન થયા તો!'

' મને ને ?'

' અમને.' બોલી દરિયાવે કાંઇ પૂછતી હોય એવી નજરે મકન સામે જોયું.

' એમ કે ? તમને પણ થયા કે !' મકન બોલ્યો.

'ઠીક થયું, તને પણ થયા તે.' પુનમ ઉલ્લાસમાં આવીને બોલ્યો.

' હા ઠીક થયું. પુનમ બિચારો કચવાતો'તો કે ભાઈ રહી ગયો. ભર્યે બેડે પાણિયારી સામી મળી.' દરિયાવ બોલી.

' મને ને ?' મકન બોલ્યો.

' લે, કચવાઈશ નહિ ત્યારે પુનમિયા ! ફત્તે' કરો બે બંધવા.'

પુનમ કચવાતો હશે તો યે શા કારણે એ માંડ માંડ એ પોતે પણ પૂરું જાણતો હશે. મકને હસતાં હસતાં એની સામે જોયું. જાણે એ કાંઇક જાણતો ન હોય!

સુખદુઃખની. આશાનિરાશાની વાતોનાં કોકડાં ઉકેલતાં, ઘડીમાં ગૂંચવતાં, તો વળી ઘડીવાર પડતાં મેલતાં, ત્રણે જણાં રસ્તો કાપતાં હતાં. હજી તો સ્ટેશન ક્યાં ? ને જ્યાં જવું છે એ : શહેર ?

દરિયાવના ગામમાંથી હજુ પુરુષવસ્તી પણ, હવે–છપ્પનિયા પછી, મજૂરીની શોધમાં શહેર તરફ ધીમે ધીમે ખસવા માંડી હતી.

ધરતીએ હળના ખેડનારને કઠોર સાવકી માની જેમ સ્પષ્ટ જાકારો સંભળાવી દીધો હતો. ને સામેથી શહેરો નવી નવી લાલચો બિછાવતાં હતાં. નવાં કારખાનાં, નવાં બજાર, નવા હુન્નર, નવા સાગર-ઓવારા, નવા રાજા, નવી પ્રજા. નવી પરદેશી પરીઓ જેવાં શહેર ધરતીજાયા ખેડુતોને ધીરે ધીરે પોતાને પડખે ખેંચતાં હતાં.

છપ્પનીઆ પછી એ પ્રવાહ વધ્યો હતો. એ પ્રવાહમાં એક સૂકું પાન–દરિયાવ–આજે તણાઈ રહ્યું રતું. એ જીવ એને પ્રાણની આશાએ વળગી રહ્યા હતા.

અનેક એ પ્રવાહમાં વચ્ચે જ ઘુમરીઓમાં સપડાઇ નષ્ટ થઇ જાય છે. અનેક, જે ક્ષેમકુશળ શહેરોના માનવસાગર સુધી પહોંચે છે, તેમાંથી કેટલાકને એ સાગરમાં કયાંય આરો કે ઓવારો હોતો નથી. આખા યે સાગરની મહેમાનીએ એ ચાલી નીકળ્યા હોય છે, એટલે કે ઘણુંખરું મોત મહેમાનીએ રતો.

પણ એ તો સાગર છે. ઘણાને નાશ પામવું પડે તો વળી કોઈની નાવડી તરી યે જાય. તેમાં દરીયાવે કાંઈ સાવ આંધળિયાં જેવું પણ કર્યું ન હતું.

મોટા શહેરના એક મોટા એવા શેઠ આ તરફના ગામડામાં કોઈ માતાની પૂજા માટે પધાર્યા હતા. કહે છે કે એ માતાની ઉપાસના, પૂજા વગેરેથી નિ:સંતાન હોય તેને પુત્રપ્રાપ્તિ થતી. આ માતાનું થાનક દરિયાવના ગામની પાસે જ હતું.–જો કે ખરી વાત તો એ છે કે આવી માતાઓનાં થાનકો આ દેશમાં ક્યાંએ અને ક્યારેએ દુકાળ પડવા વારો જ આવ્યો નથી, થાનકનો રસ્તો ગામને પેલે છેડે દરિયાવના ઘર પાસે થઇને જતો. પેલા શ્રદ્ધાળુ શેઠને ખરેખર પુત્ર પ્રાપ્તિ થયેલી અને માતાનું મન પ્રસન્ન રાખવા

એ દર વરસે ત્યાં આવી મોટા પાયાપર બ્રહ્મભોજનનો પ્રબંધ કરતા અને ભૂદેવોની પ્રસન્નતા સાથે માતાની પ્રસન્નતાની ખાતરી મેળવતા. ત્યાં એમણે ધર્મશાળા જેવું નાનકડું મકાન પણ બંધાવી આપ્યું હતું.

પણ, એક વખતે તે માતાએ આપેલા જ પુત્રરત્નને શેઠ લગભગ ખોઈ બેઠા જેવું થયું. દીકરો સહેજ મોટો થયો છે. રમે કૂદે એવો છે. માતાજીના શુભ થાનક આજુબાજુ એને નાચતો કૂદતો પ્રદક્ષિણા ફરતો, જોઈ શેઠની નજર ઠરે છે. 'એક દા'ડો અમારા હળવખર હાડને પણ ટેકો આપીને આ જ છોકરો પ્રદક્ષિણા કરાવશે ને!' શેઠના હૈયામાં ઊંડે ઊંડે ટાઢક વળે છે.

રસોઇ જ્યારે મોડી મોડી પણ તૈયાર થઈને જમતાં પહેલાં અનેક વિધિઓ દ્વારા બ્રાહ્મણો ઠીકઠીક દક્ષિણા કઢાવવામાં સફળતા મેળવી ચૂક્યા. ત્યારે એમણે જમવા માટે રજા આપી. માતાને થાળ ચડે તે પહેલાં કાંઇ ન ખાવાથી મળતો વધારાનો પુણ્યલાભ સૌ કોઇ લેવા ઇચ્છતાં એટલે બધાં જ ભૂખ્યાં ડાંસ થઇ ગયેલાં. પત્રાળી મૂકાઈ ગઈ. સૌ આવીને ચપોચપ ગોઠવાઇ પણ ગયાં. આ પીરસાવા પણ માંડયું. પણ ... પણ... ...

શેઠનો દીકરો કયાં ?

પત્રાળીઓ પત્રાળીઓને ઠેકાણે રહી. ચોમેર શોધાશોધ થઇ રહી. શેઠ । છોકરાનો પત્તો ખાતો નથી. શેઠ કંટાળીને ગામ તરફ દોડયા. ત્યાંથી વધારે માણસોની મદદ લઇ ચારે દિશામાં તપાસ કરાવવા. રસ્તે એમના મનને અનેક આશંકાઓ થઇ. થાનકની આસ-પાસનું જંગલ, પેલી દૂરની ડુંગરી, તેમાં કદાચ વાઘવરૂ પણ રહેતાં હોય. અનેક ભીતિનું માર્યું શેઠનું કાળજું ફડફડ કાંપતું હતું.

ગામઝાંપે જ શેઠને દરિયાવ મળી. હાંફતા હાંફતા શેઠ કંઇ પૂછે તે પહેલાં જ દરિયાવે તેમને પૂછયું 'તમારામાંથી કોઇનો છોકરો ખોવાય છે?' ન ખમી શકાય એવો આ આનંદનો આઘાત આંખોનું

બટકું માંડીને હૃદયમાં સમાવી લઈ શેઠ બોલ્યા 'તમને ભગવાને જ મોકલ્યાં! ક્યાં છે? ક્યાં છે?...'

દરિયાવ બોલી, 'ખેમકુશળ છે. ગભરાશો નહિ. આ રહ્યો મારા ઘરમાં' એમ કહી પાસેના ઘર તરફ ચાલી. હાથથી શેઠને એણે પોતાની પાછળ પાછળ આવવા સૂચવ્યું.

'ઘર શેનું! તૂટીફૂટી ઝૂંપડી છે.' એમ કહી બેસવા માટે દરિયાવ ખાટલો ઢાળતી હતી. પણ શેઠ બીજું કંઇ જોઈ શકે એવી સ્થિતિમાં ક્યાં હતા? 'બાપા'! 'બાપા!' કરતો છોકરો શેઠને વળગી પડયો. શેઠને એક મિનિટ પણ રોકાવાની ફુરસદ ન હતી. પુત્રવિયોગથી જેના કંઠે પ્રાણ આવી ગયા છે એવી માતાને પુત્રદર્શનનું સુખ આપવા એ એટલા બધા આતુર હતા, કે છોકરો અહીં આવ્યો એમાં પોતાનો કંઇ વાંકગુનો નથી એ બતાવવાનો દરિયાવનો ઈરાદો મનમાં ને મનમાં જ રહી ગયો. ઊલટું શેઠે કરડાકીથી દરિયાવ તરફ જોયું અને જ્યારે છોકરો બોલ્યો 'બાપા! બાપા! મને મતન જેવો બાવો અપાવો... અને બેસો તો ખરા તમને થોડી સુખડી અપાવું', ત્યારે શેઠ એવા ભોંઠા પડી ગયા કે કંઈ ન સૂઝતાં કદાચ જીંદગીમાં પહેલી જ વાર છોકરાને ધમકાવી કાઢયો. છોકરો મળી ગયાના આનંદમાં શેઠની બુદ્ધિ બહેર મારી ગઈ હતી એમજ કહેવું ઠીક છે.

છેવટે દરિયાવ, દીકરાને લઈને ચાલ્યા જતા શેઠને છેટેથી કહી રહી. 'એ—શેઠ, સંભાળજો તમારા છોકરાને સાજોસમો'

શેઠે પાછળ ફરીને કહ્યું 'આવજો માતાજી પર. રાજી કરીશું.'

દરિયાવને ક્યાં રાજીપો જોઇતો હતો? એ તો રોજની જેમ લાકડાં લેવા ગઇ હતી ને વહેળો ઓળંગીને આ તરફ આવે છે તો પાછળ કોઈ બાળકનો રોવાનો અવાજ સંભળાયો. ભારો કોઇ ઝાડના થડ પર ટેકવી પાછા જઇ એણે તપાસ કરી તો કોઇ ખાતાપીતા માણ-

સનું ફરજંદ હોય એવો દેવ જેવો છોકરો મળ્યો. એને રોતો છાનો રાખી ખોઇમાં પોતાના છોકરા માટે વગડાઉ ફળ બે વીણેલાં તેમાંથી એને આપ્યાં ને સાથે લીધો. ક્યાંથી આવ્યો એ બાળક બરોબર બતાવી શક્યો નહિ. ચાલ, તને મૂકી આવું તારાં માબાપ હોય ત્યાં, એમ કહી માતાજી પર કોઇ આવ્યું હશે એમ માની દરિયાવ એને પાછી વળીને લઇ જવા ગઇ તો તે એ તરફ અરધું ડગલું પણ ભરવા તૈયાર ન હતો. 'ત્યાં તો તૂતરો છે! તૂતરો છે!' એમ કહી એ ભયથી છળી ઊઠતો હતો. પછીથી થઈ રહેશે એમ મનમાં ગાંઠ વાળી કંટાળીને દરિયાવને એને સાથે લેવો પડ્યો હતો. સંભવ છે કે માતાજીના થાનક પાસે થઈ પસાર થતાં કોઇ વાઘરીના કુતરાએ છોકરો આડોઅવળો હોય ને એને બીવડાવી ભગાડ્યો હોય.

પણ એ કુતરાએ એક રીતે કહીએ તો દરિયાવ માટે તો દેવદૂતની જ ગરજ સારી. છોકરાની માએ જ્યારે ખરેખર ખોળામાં છોકરો જોયો ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે શેઠથી બી-કુલ ઊલટું જ—ક્યાં મળ્યો? કેવીરીતે મળ્યો? કોણે સાચવ્યો? એવા સવાલો પૂછ્યા. જે શોધી લાવશે તેને આ આપીશ; તે પછી, માતાજી, તમારો પ્રસાદ લઇશ, એમ કહી એણે ગળેથી હાર કાઢીને બાજુ મૂક્યો હતો. એટલે જ્યારે, કંઇ ન બન્યુ હોય એમ શાન્તિથી ભૂદેવો ભોજન ઉપર તૂટી પડ્યા હતા, અને બીજી સૌ મંડળી પણ 'હા મહારાજ' તમે તો સાચું જ કહેતા હતા કે માતાજીના પારે છોકરો કુશળ જ છે, એમ કહેતી કહેતી છોકરો જડ્યાના ઉત્સાહમાં બીજી નવી જ મીજબાની મળી હોય તેમ તેની તે પત્રાળી ઉપર બેસી ગઈ હતી, ત્યારે શેઠાણીની જ એક પત્રાળી એમની એમ પડી રહી હતી.. શેઠે કહ્યું. 'કંઇને હવે તો જડી ગયો છે. ખાઇલે. પણ એમનું હૃદય જ એવું છે'

ખરેખર શેઠાણીનું હૃદય કેવું હશે તે તો 'એવું' કહેનાર જાણે, પણ વર્ણવી ન શકાય એવું તો ખરું જ. એમણે માણસ મોકલી

ગામમાંથી બે હાથની બે આંગળીએ બે બાળકો વળગાડી દરિયાવને બોલાવી મંગાવી નહિ ત્યાં સુધી ન ખાધું તે ન જ ખાધું. હારની વાત જાણી સૌ એનું શું થયું તે જાણવા આતુર હતા. પણ તે બાબતમાં સૌની આતુરતાને ભારે આંચકો લાગ્યો. દરિયાવ કંઈ પણ લેવાની ઘસીને ના પાડતી હતી 'એમાં મેં કર્યું છે શું? માતાજીનાં છોરુની પહોર સેવા કરી એમાં મોટું કરી શું નાંખ્યું?'

શેઠાણીની મરજીને વશ વર્તી શેઠે પણ બહુ આગ્રહ કરી જોયો ત્યાં છોકરો દોડતો દોડતો આવ્યો અને દરિયાવનો પાલવ પકડી લઈ પિતાને કહેવા લાગ્યો, 'આ મતન જેવો પાવો મને અપાવોને!'

ત્યાં મકને અંગરખાની બાંયમાં છૂપાવેલો પાવો છેડેથી મૂઠીમાં પકડી રાખેલો તે બહાર કાઢીને છોકરાને આપ્યો. છોકરો પાવો મળતાં ખૂશખૂશ થઈ ગયો.

ભેટ આપવાનું તો બાજુ રહ્યું ને ઊલટું શેઠાણી તો ઠીક પણ શેઠ સુધ્ધાં સામેથી ઓશિયાળા જેવાં થઈ ગયાં. દરિયાવે મચક ન આપી એટલે તેમણે ભવિષ્યમાં કોઈ પ્રસંગ મળતાં પોતાનું ઋણ ફેડવાનો વિચાર કરી, વાત પડતી મૂકી.

જતાં પહેલાં ગામમાં તેઓ દરિયાવને ત્યાં ગયેલાં પણ ખરાં. થોડા વરસ પછી છપ્પનિયાના ગાળામાં દરિયાવનો પતિ મરી ગયો ત્યારે શેઠાણી પોતે ખરખરે આવી ગયાં હતાં. અવારનવાર છોકરાંને માટે કપડાંલત્તાં ને એવી બીજી પરચુરણ ભેટો દ્વારા દરિયાવને એ મદદ કરી શકતાં. પોતાનાં હાડ ચાલે ને પેટિયું કાઢી શકાય ત્યાં સુધી કોઈની આગળ હાથ ઓડવાવારો ન આવવા દેવાએ દરિયાવની નેમ હતી.

પરંતુ ધીમેધીમે મજુરી કરવાની શકિત ઓછી થતી જતી હતી. છોકરા મોટા થતા જતા હતા. ગામડા ગામમાં માંડમાંડ

'ખતપત્તર' લખી વાંચી શકે એટલું ધૂળિયા નિશાળમાં ભણતર મળે એમ હતું સૌ કોઈ છોકરાની કાંતિ અને હોંશિયારી જોઈ કહેતું કે ભાગ્યશાળીનું ઘર શોભાવે એવા છોકરા છે. વૈતરું કરી દરિયાવે બન્નેને થોડું ઘણું ભણાવ્યા. બાપ તો પોતાના મકનને ને શોકયના દીકરા પુનમને દરિયાવના હાથમાં સોંપી છપ્પનિયા પછીના પ્લેગમાં ચાલ્યો ગયો હતો. શરુઆતમાં દરિયાવે છોકરાઓને ખેતીમાં પરોવવાનો વિચાર કર્યો. પણ એક ઘરડો બળદ હતો તેય એના માલીકની પછવાડે મરી ગયો હતો. અને ખેતર રણમાં ભરાઈ ગયેલી દરિયાવને સાચવવાં મુશકેલ હતાં. છોકરાંઓને થોડીવાર તો પગાર ઉપર ખેતીમાં મોકલી જોયા હતા. પણ એમાં એનો શો દિવસ વળે? છેવટે, છોકરા બે અક્ષર ભણ્યા છે તો છોને વેપારીને ત્યાં નસીબ અજમાવતા એમ કરી બન્નેને વાણિયાની દુકાને 'માડેર થવા*' કામે મૂકયા હતા. પુનમ તો થોડીવારમાં નામું સુદ્ધાં લખતો થઇ ગયો. ભલભલા હિસાબ તે પટપટ મોઢેથી બેસાડી દેતો. ગામના કોઇકોઇ ભલાદિલના વૃદ્ધ આશીર્વાદ ભરી ટેકડી પણ કરતા, 'પુનમશેઠ, કોઇ દિવસ મોટા શેઠ થાઓ તો આ ડોસલાને ગુમાસ્તો રાખવાનો છે, હો!'

'પુનમશેઠનું' તો ઠીક ઠીક ગબડતું હતું. પણ મકન બાબત વાત જરી બગડી હતી. મકન કામકાજમાં એક્કો હતો. ટાંપાંટૈયાંથી જરીકે કંટાળતો નહિ. ખળામાં જોખવા જતો ત્યાં શેઠને ફાયદો થાય એમ એક બે તોલાંની ધાલમેલ કર્યા વગર રહેતો નહિ. એની ચપળતાથી થોડા દિવસમાં જ વાણિયાની આંખમાં એ વસી ગયો હતો. 'માડેર' થઇ રહ્યો એટલે કદાચ બીજો કોઇ વાણિયો એને ખેંચી ન લે એ ડરથી પહેલાં તો શેઠે થોડોક પગાર પણ કરી આપ્યો. પણ પાછળથી જ્યારે દિવાળીટાણે ખરેખર પગાર આપવાનો વખત આવ્યો ત્યારે વાણિયાએ તાકડે બીજો ઉમેદવાર મળી આવતાં મકન ઉપર સામેથી ચોરીનું આળ મૂક્યું. એ તો પૈસા આપવામાંથી આમ સહે-

* 'એપ્રેન્ટિસ' (Apprentice) તરીકે.

લાઇથી છૂટી ગયો, પણ મકન માટે નોકરીનું મુશ્કેલ થઈ પડ્યું. પુનમ ઉપર પણ તેનો શેઠ શંકાની નજરથી જોવા માંડ્યો એ વળી વધારામાં. શહેરવાળાં શેઠશેઠાણી હવે વરસોવરસ આવી શકતાં નહિ, પણ તેમના તરફથી દરિયાવને સંદેશો મળ્યા કરતો કે આવીને મળી જાઓ. છોકરાંને જોયે પણ ઘણો વખત થયો. બે મહિના રહી જાઓ. છોકરાઓ ને અહીં ભણવા મૂકી જાઓ.

ભણવાનું તે દરિયાવના છોકરાના નસીબમાં ક્યાંથી! પણ પોતાના છોકરાના ભવિષ્યને વેપારીએ ડામ્યા પછી એને આ ઉંમરે પરદેશ વેઠવાની ઇચ્છા થઈ આવી. કળેકળે એણે ગામમાં વાત તરતી મૂકી. છોકરાઓને ભણવા મૂકવાની વાત કરે તો તો એ શોખ પોતાનાં બાળકોને માણવા મળે એટલા પૈસા જ એની પાસે હોય એમ કોણ માનવાનું હતું? છતાં જે મળ્યું તેને 'જાત્રાએ જવા વિચાર છે,' એમ કહેતાં તેને જરીકે સંકોચ થયો નહિ. જાત્રાએ જવાની ત્રેવડ જેની પાસે હોય તે બે બાળકના પોષણ માટે દળણાં ખાંડણાં કરે ખરું! પણ આ રીતે ગામડાના સ્થિતિચુસ્ત વાતાવરણમાં દરિયાવે બહાર નીકળવાની કેડી આંકવા માંડી.

અને ખરેખર, અઠવાડિયા દિવસ પહેલાં પોતે કાગળ લખેલો તેના જવાબમાં શેઠ શેઠાણીનો આગ્રહભર્યો કાગળ આવતાં ને તેમાં શેઠની બિમાર અવસ્થાનું સાંભળતાં તેમને મળવાનું બહાનું પણ આગળ કરી દરિયાવ પુનમ અને મકનને સાથે લઇને ચાલી નીકળી.

# ૩

સુખીને બેનપણીએ પાછી બોલાવી ઠેકડી કરવા માંડી.

‘ કેમ, સાથે ન લઈ ગયાને ? ’

‘ તે, મકનભાઈ તને લઇ આવવા જ પાછળ રહ્યા હશેને ! જા, દોડ, દોડ. તને શોધતા હશે.’

‘ મારામાં તારા જેટલી હિંમત નથી તો ! ’

‘ ઝાંપે છૂપાઇ રહીને ચોરીથી ટગરટગર જોઇ રહેવાની હિંમત ને ?’

‘ ના, એકલી એકલી વહેલી નીકળીને સામે મોંએ મળી લેવાની.’

બંને જણીઓ પોતાના હૈયાને તૃપ્ત કરવા એકમેકથી છાની તરકીબ શોધી કાઢી હતી તે આમ પકડાઈ જતાં છોભીલી પડી ગઈ, અને ક્ષણભર મશ્કરી કરતાં કરતાં ખંચાઇ ગઈ.

‘લે, હવે મને ભારે માર માં, ગવરી !’ કહી સુખી ચાલવા માંડી. ગવરી આગળ પોતે વધારે પડતા સુખમાં હોય એવી દેખાઇ એથી ગવરીને પોતાનું દુઃખ સાલ્યું હશે એવો અંદેશો આવતાં સુખી એનું મન મનાવવા, ‘ચાલ, અહીં લપાઇ શા માટે રહી છે ? ચાલ, મકનભાઈ સાથે તારો ભેટો કરાવી દઉં,’ એટલું ચાલતાં ચાલતાં બોલી.

સામે મકન આવતો પણ હતો તેની નજર આબંને પર પડી, હવે પાછા ફરી સંતાઇ જવું એ કરતાં સુખીની ઢાલ પાછળ રહીને આગળ ચાલવું એ ઓછું મુશ્કેલ હતું. પણ ગવરી તો ત્યાં જ થડ પાછળ ભરાઇ ગઇ.

મકન મોં નીચું ઘાલીને ચાલ્યો આવતો હતો. એનું ધ્યાન જલદી જલદી દરિયાવ ને પુનમને જઈ મળવામાં હતું.

‘કેમ, સાથે ન લઇ ગયાને !’ સુખીનો મોટો ટોણો કાન પર પડ્યો ત્યારે મકને સામે જોયું.

'કોને? તમને! તે, પુનમભાઈને જ પૂછોને?'

'ના. ના. તમારી વહુને, ગવરીને.' કહેતી સુખી હસી. 'મૂકીને જાઓ છો તે! ખેતરે જતા હો તેમ, જાણે કોઈને કહ્યા પૂછ્યા વગર જ બસ હીંડી નીકળ્યા! લેતા જાઓ સાથે. ઓ બેઠી ચંપા કને.'

'તમારી જ વાત કરોને. આ તો પારકાને બહાને પોતાની વરાળ કાઢવી છે. પણ હવે તમારા ભર્યાં શકન થયા છે તે બધું સીધું જ ઉતરશે ને? મા આણું નહિ કરે તો કાંઈ જાતે કામ કરવાની છે? એનાં હાડપાંખડાં કેટલાં ચાલવાનાં છે તે?' મકન બોલતાં બોલતાં આગળ વધી ગયો હતો.

'એ આવજો!'

'આવજો!'

'શરીર સંભાળજો! ને રાતવરત બહાર નીકળતા નહિ પાછા!' ડોક આખી તો ફેરવાય નહિ એટલે સહેજ બાજુએ નમાવી સુખી વિદાય આપતી હતી.

'એ વારુ! ઘરની સંભાળ લેજો!'

'વારુ! આવજો!' 'આવજો!'

સાંજે ચંપાવાળે ઘેર ગવરી અને સુખી ફરી મળ્યાં ત્યારે ગવરીને સુખીની જાણે ભારે અદેખાઈ થતી ન હોય એમ એ બોલતી હતી. પુનમ ને મકન ગયા તેમાં સુખીએ જ સામે મોંએ મળવાનો ને બોલવાનો લહાવો લીધો ને પોતે રહી ગઈ એ વિચારથી એનું મન પડી ગયું હતું. "હું તો સોઈ કપાળફૂટી પુનમભાઈને 'આવજો!' કહેતાંય ભૂલી ગઈ તો! ને સુખલી તેં તો આવજો—આવજો, કરીને આખું ગામ ગજવી માર્યું હતું.'

"તે પાછળથી મકનભાઇએ તને 'આવજો' કહ્યું ત્યારે," સુખી ઝીણો અવાજ કરી દઇ ચાળા પાડી બોલી, 'આવજો! એમ કોણ બોલ્યું હતું? તું જ કે બીજી કોઇ?'

ગવરી રડવા જેવા અવાજે બોલી, 'ના હું તો અસ્કરે બોલી નથી.' 'નથી'–કહેતાં તો ન બોલી શકાયાના કારણથી આંખમાંથી સવારનાં બચેલાં બે આંસુ ડબક કરતાં ભોંય પર પડયાં.

સુખીએ એને આશ્વાસન આપ્યું–' એ તો હમણાં,' આંગળીની ચપટી વગાડીને બોલી, 'તને આણું કરી લઈ જશે.'

'તારા મોંઢામાં ગોળ!'

'મારા મોંઢામાંસ્તો. શકન મેં આપ્યા છે તે!'

દળણાનું છેલ્લું ઓરણું પૂરું કરી અકડાઇ ગયેલે શરીરે રતન શ્વાસ ખાવા બહાર આવી ત્યારે ચોપાડમાં બંનેને વાતો કરતાં જોઈ. છેલ્લા શબ્દો કાને પડતાં એના મોંમાંથી પ્રશ્ન નીકળી પડયો :

'કોને દીધા' લી સુખલી?'

'પુનમભાઇનેસ્તો!' ગવરી ખડખડ હસી પડીને બોલી.

'મકનભાઈને.' સુખી બોલી.

'તો સારું,' ટંડે પેટે રતન બોલી, 'નહિ તો તારા વરને આપ્યા હોય તો ઠીક નાં કર્યું કહેવાય.'

'કેમ?' 'કેમ?' સુખી ને ગવરી એક અવાજે બોલ્યાં.

'કેમ તે...પણ આપ્યા નથી પછી શું? જવા દે.'

'ના, ના, પણ ધારો કે આપ્યા હોય તો?' ગવરીએ ખૂબ આતુરતાથી પૂછ્યું.

'જો, હજી તમે તો નાદાન છો. અમે પણ કયાં જોતા આં'તાં, પણ બે શબ્દ કાને પડયા હોય એસ્તો! મારે પિયરને ગામ

રવજી પટેલ છે ને, એના નાના કાકા, કે' છે કે, મુંબઈ નોકરી કરતા તે કોણજાણે પણ એકવાર શરત નહિ રહીને ફળિયામાંથી નીકળ-તીકને એની વહુ જ આવતી સામી મળી. તે, એ ગામમાંથી ગયા તે ગયા. બસ.'

'એ તો બેસતું કર્યું હશે. એવું તે હોય?' ગવરી કાંઈક ચિંતાથી પણ કાંઈક સુખીના અસુખનું સૂચન મળતાં પોતાને પણ પૂરા ન સમજાય એવા આનંદથી બોલી.

'બેસતું તો શેનું કરેલું, બાપ? અભિમન્યુને ઓતરા સામી મળી'તી તે એજ થયું'તું ને વળી!'

સાંભળીને સુખી જ નહિ, ગવરી પણ, ઊંડી ચિંતાની ખાઈમાં જાણે ગબડી પડી,

બોલીને રતન થાળામાંથી લોટ વાળવા અંદર ગઈ. ગમે ત્યારે જૂની પુરાણી વાતોમાંથી બંધબેસતો પ્રસંગ આગળ લાવી પોતાની વાતને સધ્ધર કરવાની એનામાં ભારે આવડત હતી. એને જોઈને ગામલોકમાં જે ભવિષ્યદર્શન કરી શકતા તેમને મનમાં રજભાર શંકા રહી ન હતી કે કુદરતે ગામ વચ્ચેના પેલા ટીકાકારની ગાદી સાચવ-નાર માણસ તૈયાર કરી દીધું જ છે. તેમાં આની તો જીભ જ જૂદી. કેટલાંય ગાણું, ઉખાણાં, વાતો, ટૂચકા એની જીભને ટેરવે રમતાં. આણું કરીને આવી ને પહેલા લગનગાળામાં જ 'ગાણાંના ઝાડ' તરીકે એના મીઠા કંઠે એને ઓળખાવી દીધી હતી. કહે છે કે એ રંગમાં આવે ત્યારે વચ્ચે બે કથન ગાંઠનાં પણ જોડી દેતી. સાંભ-ળ્યું છે કે બહુરત્ના વસુંધરા. વસુંધરાનું તો ઠીક પણ આ નાનકડા ગામમાં પણ આ જ કાંઈ એકલી રતન ન હતી. ચાર ઘર મૂકીને જ એક બીજી રતન રહેતી હતી, જેણે એનાથી કંટાળીને વર બાવો થઈ ચાલી નીકળ્યો ત્યારે પાછો પકડી કાન ઝાલીને એને ઘેર લાવી

ઓરડીમાં પૂરી રાખ્યો હતો. એ કિસ્સા પછી રતનની વાત નીકળે તો આંગણે ચંપાનું ઝાડ હતું એટલે રતન ચંપાવાળી ને પછીથી ધીમેધીમે ચંપી એવું નામ એનું પડી ગયું હતું. અનેક ભોળી જ્યાં ભેગાં થયાં છે એવા આ મુલકમાં ગામડાગામની અપ્સરાના જેવો, ઉઘડેલા ચંપા જેવો એનો વર્ણ પણ એ નામને લાયક હતો.

'ચંપીકાકી, તો મારી સાસુએ કેમ બેય હાથે શકન વધાવી લીધા? એમણેસ્તો મને કહ્યું કે 'લો હાથ હેઠા રાખીને હીંડો. જા. ફત્તે'ના શકન છે!' ચિંતામાં લાંબી ડૂબકી ખાધા પછી, એકી સાથે આટલા શબ્દો અંદર ચંપી પાસે જઈ ગગડાવી જઈ, ઊંડો નિઃશ્વાસ મૂકી, સુખી ફરી ચિંતામાં ગરક થઇ ગઈ.

'ત્યારેસ્તો સાસુ ને?' ચંપીકાકીએ સુખીના સવાલ પર પ્રકાશ પાડ્યો.

'ના, એમ તો એ ય કાંક તો સમજે ખરાંને!' ગવરી બોલી.

'સમજે, બાપ, સમજે, શા કાજે ન સમજે? આ પેટનો છોકરો ને આ પારકીનો એટલો ફેર કોઈ ન સમજે કે? અને કોઇમાં તે પાછી દરિયાવ!'

મકન દરિયાવનો પોતાનો દીકરો હતો અને પુનમ સાવકો હતો એ હકીકત ચંપીએ આગળ ધરી. સાંભળીને બંને છોકરીઓ ગમ ખાઈ ગઈ.

'પણ પુનમભાઇ ઉપર તો ડોશીના ચારે હાથ છે. કાંઈ ટાંપું હોય તોયે તેમને ન બતાવે.' ગવરીએ વાત સુધારવા કહ્યું.

'એ તો જ્યાં સુધી એની કમાણી ખાવાની આશા છે ત્યાં સુધી, બાપ.' આ, બે અબૂજ કન્યાઓને આજે ચંપી દુનિયાની કઠોર વાણી જાણે સંભળાવવા બેઠી ન હોય!

કમાણી પરથી સુખીને વર કમાતો થયે આણું થશે એ યાદ આવ્યું. બોલી, 'હશે. પણ મકનભાઈને સામી મળી તે તો સારું ને?'

'હા. સોના જેવું. તમારા બોકનું ઘર તરી જશે.'

'સોના જેવું ને? બસ ત્યારે.' સુખીએ ખુશ થઈને હસવાનો પ્રયત્ન કર્યો. કાંઈક સફળ પણ થઈ.

કાંક ભોળી, કાંક મૂરખ, કાંક અદેખી એવી ગવરીથી બોલાઈ ગયું: 'સુખી, તારાથી બહુ રૂડું જ થયું છે.' અને પછી બોલી, 'ચંપીકાકી તો છે જ એવાં. એમણે મને કાલે અહીં રહીને 'એમને' જોવાનું બતાવ્યું હતું પણ તું તો આપમેળે કોઈના શિખવાડયા વગર બધાંને મળી એટલે તને પજવે છે.' કહીને હસી પડી.

'તમે તો બે જણીઓ બેય ભાઈઓમાં એવી મોડીઓ છો કે કોઈ કેની વહુ એ ય હું ભૂલી જાઉં છું.' લોટ વાળી લઈ હાથ ખંખેરી, સૂંડલી ટોડલામાં મૂકવા ચંપી ઊઠી.

સુખી પણ એના શબ્દો સાંભળીને હસી પડી. જો કે એના અંતરમાં ઊંડે ઊંડે કોઈ કાંઈક ચરર ચરર ફાડતું હોય એવો અવાજ એને સંભળાતો હતો. જે દિવસની સવાર આનંદભરી હતી તેની આવીક સાંજ!



આખે રસ્તે ને ગાડીમાં દરિયાવ મકનને વ રેચડી પાસે બોલાવી એના કાન કરડયા કરતી હતી. ' જો આ કાંઇ હવે આપણું ગામડિનું ગામ નથી. આતો શહેરનાં લોક. ફક દેતાંકને કહીને ઊભાં રહે કે કોણ છો, ઓળખાણ કેવી ને વાત કેવી ? તો, ગાંડાભાઇ, હિંમત હારીએ નહિ. મજૂરી કરી ખાઓ તોયે શું ? બે ભાઇ છો ને ત્રીજી હું... પણ જો સાંભળ, શેઠના દિલમાં રામ વસે ને તમારી પાંગળાની ટેકણલાકડી થાય તો પછી સાબદા રહેવાનું છે હોં ! આંહી કાંઈ ગોટાળો થયો ને ગામના વાણિયાવાળી વાત થઈ—ચોરીનીસ્તો—તો પછી નાસતાં ભૂંઇ ભારે થશે. હા. સમજી ને હીંડજે, પછી તો તમને સૂઝે તે ખરું. ...ને જો પુનમિયા, મોટો નાણાવટી થઇ ગયો છે ને લાંબી લેખણે નામાં ચીતરે છે, પણ મોટાભાઇને પણ ખડિયો કલમ બે ઘડી આપીએ તો. એની કને તેંય ધાન જોખતાં ને કાપડ ભરતાં શીખી લીધું હોત તો કયાંક ગુમાસ્તો કરીને બેસાડી દેત ને !... જો, હું તો હવે છું, છું, ને નથી. તારા મોટાભાઈનું સાચવીશ એટલી તારી ભલાઈ છે...'

આગળ ઉપર શું બની આવશે એના વિચારોના અસહ્ય બોજાને આ રીતે આખે રસ્તે ચાલુ સલાહસૂચના ને શીખામણની ઝકીઓથી ઓછો કરવા દરિયાવ મથતી હતી. મોટીમસ ઉંમરનો પુનમ નાના બાળકના કુતૂહલથી ગાડીના ડબ્બાને ખૂણે બેઠો બેઠો સીસાપેનથી કાગળની એક ચબરખી ઉપર નવાં નવાં સ્ટેશન આવતાં જાય તેમ તેનાં નામ લખી લેતો હતો. મકન માનાનો એકેએક બોલ પડતો ને પડતો ઝીલી લેતો હોય એટલો એકાગ્ર થઇને બેય હાથ બેઠક પર ટેકવી માથું આગળ કાઢી નીચી નજરે સાંભળી રહ્યો હતો.

પુનમનું ધ્યાન વચ્ચે વચ્ચે ' મોટાભાઈ ' શબ્દ પર જતું. કોણ કોનો મોટોભાઇ હતો ? કોઇ નહિ. બંને સરખા સમોવડીઆ હતા.

એના બાપને પહેલીવારની વહુથી છોકરીએ ઝાઝી હતી—( જેમાંથી એક ચંચળ અત્યારે જીવતી હતી ને સાસરે એને ઘેર હતી ) અને પાછળ પીંડ દેનાર ન હતો. એટલે એમણે ફરીવાર લગન કર્યાં હતાં. પણ થયું એવું કે આ નવી-દરિયાવ-ને બાળક અવતર્યો તે જ દિવસોમાં જૂનીને પણ છોકરો આવ્યો. કહો, પછી એમાં કોણ મોટું ને કોણ નાનું ? છતાં પુનમે કોઈ દિવસ એની તકરાર મનથી પણ કરી ન હતી. એને મકન ગમતો. તે એટલે સુધી કે પોતાનો લાડક-વાયો નાનેરો ભાઈ હોય એમ એને માટે એ કાળજી રાખતો. કયાંયથી કાંઈક સારી વસ્તુ મળે તો તે મકનને આપતો, છેવટે મકનનો ભાગ તો રાખતો જ. એકવાર થોડાક ભાઈબંધ ઉનાળામાં રાયણ ખાવા અપોરેકના જઈ ચઢયા હતા. મકનને પગે વાગેલું એટલે એને ઘેર રહેવું પડયું હતું. ખાસ્સાં મજાનાં ધરાઈને રાયણ ખાધાં. પછી જાણે નહાવા જ ગયા હોય એમ એક કૂવામાં પડી નાહી કરી બધા પાછા આવતા હતા ને કેરીરાયણના રખેવાળનો ભેટો થઈ ગયો. બધા શાંતિથી એને વટાવીને ચાલવા માંડયા. કોઈએ નાસભાગ કરી નહિ એટલે રખેવાળને વહેમ આવ્યો નહિ. પણ અંદરથી એકાદજણે ખોટો ખોટો, દમ મારવા, ખોંખારો કર્યો એટલે એણે બધાને ઊભા રાખ્યા ને ઝડતી લીધી. પોતિયાં, ગજવાં, ફાળિયાં, બધું તપાસ્યું. કાંઈ ન નીકળે એટલે છોકરાઓ એને પજવતા જાય પણ છેલ્લા છોકરાની તપાસમાં રખેવાળને ખરેખર મુદ્દામાલ હાથ લાગ્યો. પાકા ગલ મોટા મોટા ટગા અને ગળેલી લીલી કોકડીઓ ખાખરાના પાનમાં મળી આવતાં બધાની રીસ એણે આ ગુનેગાર પકડાયો તેની ઉપર કાઢી. આ પ્રસંગ વેઠયા પછી પણ પુનમે કદી કોઈ બાબતમાં ભાઇને ટાળ્યો ન હતો.

સ્ટેશન આવ્યું ને ત્રણેની વિચારમાળા અટકી. પુનગે ડોકું બહાર કાઢી, નામ વાંચી મુસાફરોની વાતચીત સાંભળેલી એ ઉપરથી જાહેર કર્યું કે હવે મુકામ આડે બે સ્ટેશન બાકી છે.

ગાડી આગળ ચાલી ને ત્રણે જણે આખે રસ્તે મગજની સપાટી પર તરી આવતી ગામની ને ઘરની અનેક વાતો મનથી આવી કરી. સામાન સાથે ગમે તે પળે ઉતરવું હોય તો વાંધો ન આવે એમ તૈયાર થઇને બેઠાં.

ગાડી કોઇ અગમ્યના દૂત જેવી ધસી જતી હતી. એના યંત્રોના ઘર્ઘર ખખડાટમાં અંદરના માણસોની આશાઓ અને આકાંક્ષાઓ પણ એમનાં મગજમાં ઘોર કોલાહલ મચાવતી. સ્ટેશન પાસે આવતું જાય, અગોચર નજીક આવતું જાય, તેમ તેમ અંદર બેઠેલાંના કાન, કાળજાના થડકારાના શોરથી, ગાડીનાં પૈડાંનો અવાજ પણ સાંભળી ન શકે એ સ્થિતિ થઇ જતી.

માત્ર પુનમે, સ્વસ્થ ચિત્તે, મુકામ આવ્યું ત્યારે પણ ડોકું બહાર કાઢી પાટિયાપરથી સ્ટેશનનું નામ બરોબર વાંચી લઇ ચબ-રખી પર નોંધી લીધું તે પછી જ એ પ્લેટફોર્મ પરની પારાવાર ધમાલમાં દરિયાવની ને 'મોટાભાઈ' ની પાછળ પાછળ સરકયો.

શેઠાણીતો દરિયાવને જોઇ ખૂશખૂશ થઇ ગયાં. બંને જણાંએ એક-મેકને કેટલાય સામસામા સુખદુઃખના સવાલો પૂછ્યા. કોઈ કોઇને જવાબ આપે તો ને ? સવાલોથી જ મળવાના હોય તો જવાબ મળી રહે. સ્ત્રીઓની વાતચીતની આ એક ખાસ શૈલી છે. એમાં શબ્દોની કરકસર છે કે બીજું ત્રીજું છે એ તો ઠીક. પણ એથી બે માણસ વચ્ચે આત્મીયતા વધવાનો સંભવ ઠીકઠીક છે. શેઠાણી પણ હવે જિંદગીને બીજે છેડે પોતાના પતિ સાથે આવી પહોંચ્યાં હતાં. એકાદ જણે એકલા પણ બાકીનો રસ્તો પૂરો કરવો રહે એ કપરી અનિવાર્યતા નજીક આવી પહોંચી હતી. શેઠ હવે આવતી દીવાળી ભેગા થાય તો ભાયગ. જીવનની આ કક્ષાએ આવેલા માણસને સમદુઃખી અને એવા અનુભવમાં પસાર થયેલા માનવીનો સહવાસ ને

સદ્‌ભાવ ડગલે ડગલે કેટલો આશ્વાસનરૂપ થઈ પડે છે એ કહેવું મુશ્કેલ છે. શેઠાણીને દરિયાવ આમ આટલે વરસે જતી સહાયરૂપ થઈ જશે એની કલ્પના પણ ન હતી. એમણે મનમાં મનમાં માતાજીનો ઉપકાર માન્યો. અહીં શહેરમાં માણસોનો—અને તેમાં સગાં સબંધીઓનો કાંઈ દુકાળ ન હતો, પણ સૌ શેઠાણીને આપમતલબી લાગતાં. એમને જોઈને એમના મનને આળી ચામડી પર કોઈ આંગળી અડાડે ને થાય એવું થતું. કંટાળો એમના જીવનને સભર ભરીને પડયો હતો. દરિયાવ પણ વખાની મારી જ આવી હતી. છતાં સંબંધીઓમાં ને આમાં ફરક હતો. પેલાં તો ઉપકારને ઉપકાર ન ગણે એટલું જ નહિ પણ પોતાનો કાંઈ હક્ક હોય એમ માને. ને આ ભિચારી બાઈ તો એક આપશો ત્યાં એકવીસનું ઋણ માનશે.

રાતે વીજળીની બત્તીથી અજવાળેલા દિવાનખાનામાં દરિયાવ પુનમ ને મકનને લઈ આવી ત્યારે સોફા પર બેઠેલા યુવકને એ લોકોની અંદર ધસી આવવાની હિંમતથી આશ્ચર્ય થયું. નવા આવનારાઓની સામે ખૂલ્લી આંખે તાકીને જોવાની રીતથી એને પોતાનું તેજ હણાતું લાગ્યું.

'શેના ઓળખો, શેઠ? હવે તો મોટા થઈ ગયા. બાકી તો કહેશે કે ખોળામાંથી ઊઠું જ નહિ. કામ જ ન કરવા દેતાને!'

'ઓહ હો! આવો, દરિયાવમાસી! મજામાં તો છો ને, કેટલે વરસે મળ્યાં? આ બાઈઓને પણ શી રીતે ઓળખવા? આદમી થઈ ગયા!' ઊભો થઈ જઈને યુવક બોલ્યો.

'દરિયા'માસીને ઓળખી કાઢી ખરી! ને તમે ય આદમી થઈ જવામાં શું બાકી મેલ્યું છે? કહે છે કે આખો વેપાર એકલે હાથે ચલાવો છો!' દરિયાવ આનંદના ઉમળકાભેર બોલતી હતી.

જય—જય કરી પુનમમકનને બેસાડી યુવક પોતે પણ બેઠો.

'કેમ પછી પાવો વગાડતાં આવડી ગયો?' મકને બોલવાની પહેલ કરી.

'અને, જોઉં અક્ષર કેવા કાઢો છો હવે! તે દા'ડે તો કક્કો ઘુંટાવતાં મારો નાકે દમ આવી ગયો તો!' પુનમે પણ પોતાનું હંકાર્યું.

યુવકે વિનયપૂર્વક જવાબ આપ્યો: 'હા. હા. પા...વો! અહીં તો સવારસાંજ માલના પાવા વાગે છે તે સાંભળવામાં બીજી નવરાશ જ ક્યાં મળે છે? કંઈ યાદ ન આવતાં ગોળ ગોળ જવાબ આપ્યો, અને અક્ષર તો બરૂની કલમ જેવા આ ટાંકોથી કેવી રીતે આવે?' પુનમ માટે પણ એણે ઉત્તર કાંતી કાઢ્યો.

'મારી બરૂની કલમ યાદ રહી ગઈ ખરી!' પુનમ ઉલ્લાસમાં આવી ગયો. આગળ બોલ્યો.

'કેવી તો કલમો ઘડતા ને સ્લેટ પર પાકા અક્ષર ઘૂંટવા ખડીયામાં ખડી ઓગાળતા! ને કોદરા બાળીને શાહી બનાવતા તે તો આખા ગામમાં અમે જ, પછી બીજા બધા.'

ત્યાં શેઠને મળવા જવા માટે નોકર બોલાવવા આવ્યો ને પુનમનાં બાળપણનાં સ્મરણોનો તાંતણો એટલેજ તૂટી ગયો.

યુવકને એ લોકોના ગયા પછી પણ મનમાં સહેજ ઊણું ઊણું લાગ્યું. આ નવા આગંતુકોની આગળ પોતે એમની જેવડો જ હોવા છતાં જાણે કે અણસમજુ બાળક હોય એવું એને થોડીવાર મનમાં ચર્યા કર્યું.

શેઠની પથારી પાસે જઈ દરિયાવે તેમની તબિયતના સમાચાર પૂછ્યા. માંદા પડયાની પોતાને ખબર પણ ન કરી એની રાવ ખાધી. શેઠે ધીરે ધીરે દરિયાવના ઘર આગળના સમાચાર પૂછ્યા. છોકરાઓને મોટા થઈ ગયેલા જોઈ આશ્ચર્ય અને આનંદ પ્રગટ કર્યાં.

દરિયાવે પોતાની હાલતથી શેઠને વાકેફ કરી દીધા. એમાં એને ન તો બહુ શબ્દો વાપરવા પડયા, ન શેઠને વધારેવાર હેરાન કરવા પડયા. ગામડાના લોકોને સો વાતની એક વાત ઘૂંટીને થોડા શબ્દોમાં મૂકવાની ફાવટ હોય છે એ રીતે એણે એ શબ્દો સીધા શેઠને તો બે મકન કે પુનમને ઉદ્દેશીને કહીને પોતાની હકીકત રજૂ કરી દીધી અને જોતજોતામાં એને શેઠની સહાનુભૂતિ પણ મળી ચૂકી. તે બોલ્યા :

'છોકરાંને અહીં ભણવા પણ તમે ન મોકલ્યાં ? અમારે તો પેઢી તરફથી ભણામણમાં વરસદા'ડે ઘણી યે રકમ ઉપડે તેમાં તમારો શો બોજો... ?' કહેતાં તેમને શ્વાસ ચડયો એટલે બોલતાં બોલતાં અટકી ગયા.

'ને પડે તો યે જોરાવર છો, શેઠ !' દરિયાવે શેઠ સાથે પોતાને ઘરોબો હોય એ રીતે કહ્યું.

'હાસ્તો.' કહી શેઠે ઊંડો શ્વાસ લીધો. ને પછી ઉમેર્યું, 'તમને અહીં ફાવશે તો ખરું ને ? ગામડા જેવું તો ક્યાંથી હોય ?'

'અરે એ શું બોલ્યા ? આ તો મહેલાં છે, મારા શેઠ ! ને મારે ફાવવું ન ફાવવું કેવું ? હું તો વાની મારી કોયલ છું.'

# ૫

શેઠાણી હરિયાવની ક્યાંક જુદા રહેવા જવાની વાત આવતાં જ કાપી નાખે છે. પોતાના મકાનમાં જ એક ઓરડી ભોંયતળિયે કાઢી આપી છે. હરિયાવ છોકરાંને ક્યાંક નોકરીએ વળગાડવા કહે છે તો શેઠાણી 'થશે!' 'થશે!' એમ કહે છે.

થોડા દિવસ પછી બંને જણાં શેઠની પાસે બેઠાં હતાં ને વાત નીકળી.

'બે દિવસથી ગોવિંદ બંને ભાઈઓને પેઢી પર લઈ જાય છે.' શેઠાણી બોલ્યાં.

'હા, કાંક શીખશે તો ખરા.' હરિયાવે સંતોષનો ઉદ્દગાર કાઢ્યો.

'ના. ના. પણ એ સારું નથી થતું!' શેઠ બોલ્યા. અને ચાર શબ્દ બોલતાં પણ હાંફ ચઢી આવતાં અટકી ગયા. બંને જણા તેમના તરફ આશ્ચર્યથી જોઈ રહ્યાં.

'કેમ એમ કહોછો?' ન રહેવાયું એટલે શેઠાણીએ પૂછ્યું.

ધીરે રહીને શેઠ બોલ્યા,' કેમ તે આપણા ગોવિંદની હેઠળ નોકરવાગોતર એમને ન રખાય. એતો ભાઈ બરાબર.'

હરિયાવના મનમાં ઉભરાઈ આવેલી ચિંતા, આ શબ્દો સાંભળીને, એક છૂટકારાના નિઃશ્વાસ સાથે બહાર નીકળી. એણે મનમાં મનમાં શેઠને બહુ દુવા દીધી, એને થયું કે બોર છપ્પનિયા પછી, આ કળજગમાં પણ, ધરમ ક્યાંક ક્યાંક છાનોછપનો ભરાઈ રહ્યો છે ખરો.

'તમે મારા મનનું જ બોલી નાખ્યું. પણ મને થતું હતું કે મકન-પુનમને પેઢીએ ન મૂકીએ તો પછી ક્યાં બેસાડીશું?' શેઠાણી

રસ્તો કાઢવા ઉપર જ આવ્યાં. હવે એમને પૂછતાં સંકોચ ન રહ્યો.

'ક્યાં કેમ? નાનકડી હાટડી કાઢી આપો. પૈસા તો એમના પડ્યા છે ક્યારના ? શેઠને શ્વાસ ચડ્યો એટલે 'કોના' પૈસા 'ક્યારના' અને "કેવી રીતે' એ દરિયાવને તો ઠીક પણ શેઠાણીને સુધ્ધ બરોબર સમજાયું નહિ.

'હાટડી કેવી વળી અમ ગરીબને ?, દરિયાવે હૈયામાં ન સમાતા આનંદને દબાવવા ઉદ્ગાર કાઢ્યો.

'ક્યા પૈસા કહો છો ?' શેઠાણીએ કંઇ ન સૂઝતાં શેઠને સીધો જ પ્રશ્ન કર્યો.

'ક્યા કેમ ? પેલા દરિયાવના દાગીનાના. સોનાની મોંઘવારીમાં વેચીને કોરે મૂક્યા છે તેસ્તો. વ્યાજ વધીવધીને ડબલ થયું હશે આજ લગીમાં તો. છોકરા, કહે છે કે, બંને હિસાબકીતાબમાં પાવરધા છે'. ને થોડી વાર વચ્ચે દમ ખાઇ આગળ બોલ્યા, 'ગોવિંદને કહો કે મુનીમને કહીને મોખાની જોઇને દુકાન માંડી આપે.

'દરિયાવનો દાગીનો તો ક્યાંથી? તમે સો વરસના થાઓ!—પણ આ હીણાભાગનીનું એ બધું ગણવું હોય તોય ભલે. તમારું ઋણ માથે વહીશું. આવતે ભવ ચૂકવશું, બાકી રહેશે તો.' દરિયાવ જીવના ઊંડાણમાંથી બોલતી હતી.

'ના, ના, બેન, એ શું બોલ્યાં ? આ તો અમારે તમારું ભવોભવનું દેવું રહેવાનું છે, પણ તેનું કાંક વ્યાજ જરી અમથું ચૂકવીએ છીએ એમ કહો.' શેઠાણીએ દરિયાવને પોતાના મનની કહી દાખી. દરિયાવ એ નહોતી જાણતી એમ પણ નહિ.

જ્યારે શેઠે કહ્યું કે 'છોકરા હોશિયાર લાગે છે. એમના નસીબની હશે તો લક્ષ્મી લક્ષ્મીને લઇ આવશે,' ત્યારે દરિયાવ બોલી,

'હા. મકન તો મારો નાનો હતો ત્યારથી હિસાબમાં અને લેખાંમાં પહોંચેલો. ધાવણો હતો ને જુઓ તો કોકનાં છોકરાં તો અંગૂઠો મોંઢામાં નાખે, પણ આનો તો આંગળીના વેઢા પર જ ફરતો હોય.' કહીને સહેજ હસી.

શેઠાણી પણ ઊંડા ઋણમુક્તિના સંતોષથી હસ્યાં. શેઠને મન તો આવી ઘટનાનું કાંઈ મહત્વ જ ન હતું. શેઠાણીનું મન માન્યું એની એમને મન કિંમત હતી એ જ. બાકી પૈસાનું તો ઠીક.

ઉપરાંત પોતે હવે કાંઈ દુકાને જાય ને બધા ઉપર દેખરેખ રાખે એ તો હવે બને ત્યારે ખરું, તો પછી શા માટે નકામા વળી ગોવિંદને માટે મુશ્કેલીનો સંભવ ઊભો કરવો? ગોવિંદમાં બહુ પહોંચ નથી એ શેઠથી અજાણ્યું ન હતું. અને મુનીમ શું કહેતો હતો?—કે 'આ ગામડાગામના છોકરા છે ધૂળમાં ઢાંકયાં રતન! તેમાં પુનમનીતો કાંતિ જ કહી આપે છે કે એ આવડા બજારમાં પણ નહિ સમાય. ધંધો સમજવામાં એની ફાવટ જૂદી છે.' એ ગમે તેમ હોય. મુનીમ કોણ જાણે શું મોઢી ગયો હશે, પણ અદકચરા ગોવિંદને આમનાથી છૂટો રાખવો સારો. એમની પાકટ બુદ્ધિને જે સંતોષ થયો તેનો દરિયાવ કે શેઠાણીમાંથી ભાગ્યેજ કોઈને અણસારો પણ આવ્યો હશે.

પુનમ કાને કલમ ખોસીને પાઈએ પાઈનું નામું લખે છે ને મકન ઘરાકનો અર્ધો શબ્દ પડતાં ઉઠમેલ કરવામાં આગસ સમજતો નથી. અડખેપડખેના ગાંધિયાટું કરનારાઓમાં બે ભાઈનો બોકાસો બોલવા માંડ્યો. એમની ચપળતા, કામગીરી, ઘરાકનું મન સાચવવાની આવડત ને પંદર ઉઠમેલ પછી પણ ખીજાવવાનું મુદ્દલે નહિ, એ જોઈ ઘરાક અવશ થઈને એમની દુકાને જ તણાતાં. કોક કોક સાંજે ગોવિંદ પેઢી પરથી મુનીમને મોકલતો તે બંને ભાઈઓને જોઈ આવતો.

એક દિવસ પાછા આવીને મુનીમે કહ્યું.

'ગોવિંદભાઇ, આ પુનમને આપણી પેઢી પરથી તમે નકામો કાઢી મૂક્યો આપણને ભારે ન પડત.'

'મોટા શેઠે કાઢી મુક્યો છે ભાઈ. હું કાઢી મુકનાર કોણ ?'

'તો મોટા શેઠ મહેરબાની રાખે તો વ્યાજબી છે.'

'કેમ ?'

'તેમ મને હિસાબ જોવા મોકલો છો પણ—'

'હું નહિ, મોટા શેઠ જ મોકલે છે.'

'—હા, તે ગમે તે—પણ હું એના હિસાબમાં શી કચાશ કાઢું ? મોટી લાખોની હરફર થતી હોય તોયે એની નજર કંઇ ભૂલથાપ ખાય એવી નથી. ને મોટા શેઠ તો આવો માણસ જોયો કે લઇ઼ુ.'

'તેમાં જ તમારી પર પણ છે ને !' મુનિમની મજાક કરી ગોવિંદ ઘેર ગયો. ત્યાં દરિયાવ પોતાને નવે મુકામ વસવાટ કરવા પોતાનાં પોટલાં લઇને નીકળતી હતી. શેઠાણી મજૂર બોલાવી સામાન મોકલવાની તજવીજ કરતાં હતાં. ગોવિંદે આ લોકોને ગામડેથી આવતાં નજરોનજર તો જોયાં ન હતાં. છતાં આટલાં પોટલાં લઇને તેઓ પોતાના ઘરમાં દાખલ થયાં હોય એમ એને લાગ્યું નહિ. પોટલાંની સંખ્યા શંકા પડતી હતી એટલું જ નહિ, પણ કેટલાંકની બાંધવાની ઢબ, કદ, વગેરે પણ ઊડીને આંખે વળગે એવાં હતાં.

ગોવિંદને સમજાયું કે માએ આ લોકોને રાજી કર્યાં લાગે છે. નાનપણમાં, કહે છે કે, પોતે ખોવાઈ ગયેલો ને દરિયાવે એને માબાપના હાથમાં સોંપ્યો હતો પણ એમાં દરિયાવે પોતે મોટું શું કરી નાખ્યું હતું ? પણ બાનો સ્વભાવ જ એવો લાગણીવશ છે. ખરી વાત એ છે કે ગોવિંદને મનમાં ઊંડે ઊંડે એમ થતું હતું

કે આ બે ભાઈઓ બહુ આગળ વધી જવાના. જુઓને; મુનીમ જ વખાણ કરતાં ક્યાં ધરાય છે! નક્કી જ એ લોકો જોતજોતામાં પોતાને પણ ટપી જશે ને બાને ને બાપાને ક્યાં એની ગમ છે જે!

દિવસ પછી દિવસ કામધંધામાં ક્યાં વ્યતીત થયા એની મકન–પુનમને તો જાણે ખબર ન પડે, પણ દરિયાવને પણ પોતાની બદલાતી જતી–સુધરતી જતી–હાલતનું ઘડીએ ઘડીએ નિરીક્ષણ કરવામાં પરોવાયેલી રહેતાં ગમ ન રહી કે દિવાળી આવી ગઈ છે. દિવાળીને યોગ્ય નવાં કપડાં લત્તાં છોકરાઓ માટે દરિયાવે ઉપર રહીને કરાવ્યાં છે. તમે તો મીઠુંમરચુ તોલી ખાઓ, કાપડમાં તમને શી ગમ પડે, કહી પોતે એમને સલાહ સૂચના આપવામાં કદી પાછી પડતી નથી.

આ દિવાળી આવી એટલે એના મનમાં એમ છે કે ઘર તરફ આંટો મારી આવું. પણ છોકરાઓને–પોતે જેમને હજી શેઠ શેઠાણી આગળ 'નાદાન' તરીકે ઓળખાવે છે એવા–છોકરાઓને

એકલા મૂકતાં જીવ ચાલતો નથી. વળી શેઠાણીને દિવાળીનું ખાવાનું વગેરે કરાવવામાં પણ પોતે કાંઈ કામમાં આવવાવારો તો આ વરસે જ આવ્યો છે ને? દરિયાવ બપોર પછીનો વખત શેઠાણી પાસે ગાળતી, એના જવાની વાત આવતાં શેઠાણી 'અમારે ત્યાં તમને શેનું ફાવે? તમારા જેવું રાખતાં અમને ન આવડે તો!' એમ કહી વાત થાળે પડવા દેતાં નથી. કાંઈ નહિ તો ઘરની સરસંભાળ તો લેવી જોઈએ. છાપરામાં એકકે ચૂવો ન હતો છતાં પાડોશીએ વાંદરાં કૂદાવીને જરૂર કાંઈક જાન કરાવ્યું હશે. જો કે દરિયાવને મનમાં ટાઢક હતી કે 'બન્નેને મનમાં રાજી થતી, નુકશાન થાય એવું શું છે એ તો હું જાણું છું ને!'

પણ બે દીકરામાંથી કંઈ નહિ તો એકાદનું તો આણું કરવું જોઈએ. છોકરા કમાતા ધમાતા થયા છે. વહુઓ નીકળી આવી છે. 'આ વખતે તેડેલી હોત તો બબ્બે છોકરાંની મા હોત,' પેલા અનાદિ—અનંત ટીકાકારે, પાણી ભરીને આવતાં સુખીની મા દીકરીની સાથી ઉંમરની ચોતા જોડે વાત કરતી હતી ત્યારે, કહેલા શબ્દો મગજમાં ખૂંપી ગયેલા જ હતા. દરિયાવને થયું, એમને કમાતું છે ને એમને ખાતું છે.

'પુનમિયા, ત્યારે મોટાભાઈની વહુને તેડી લઈ આવ, કહું છું.'

'વારુ, બા.' કાનથી કલમ લઈ એના છેડાથી કપાળ ખંજવાળતાં ખંજવાળતાં પુનમે હુકમ માથે ચડાવી લીધો.

'ના બા, ભાઈની વહુને જ બોલાવોને !' મકન બોલ્યો.

'કેમ ?'

'બા, કેમ શા સારુ પૂછતી હોઈશ ? ભાભી અહીં હશે તો બે મહિના તું ઘેર જઈ આવવું હશે તોયે જઈ શકીશ. એનાથી જ બનશે.'

'વાહ ! મકન તું દરિયાવનો પેટનો જણ્યો ખરો.' વાંસો થાબડીને દરિયાવે શાબાશી પ્રદર્શિત કરી, મનમાં બોલી 'લોક પણ જોશે કે મેં પુનમને પારકો ગણ્યો નથી.'

માદીકરાએ પુનમને તો હરખથી અવાક કરી દીધો હતો. ભલભલા હિસાબના ગુંચવાડામાં આરપાર જોઈ શકનારી પુનમની દૃષ્ટિ દુનિયાદારીની ગલીકુંચીઓની જાળ બરોબર ભાગ્યેજ સમજી શકતી હશે. પૈસાનો લાલચુ જીવ હોત તો તો દુન્યવી રીતો આપોઆપ એને સમજાઈ જાત. પણ આ તો જાણે પૈસાની કાંઈ પડી ન હોય, પણ પૈસા

કમાવાના શાસ્ત્રને પંડિત હોય ને તેમાં જ એને રસ હોય એવો ઓન્નિયો માણસ જ જોઇશે.

દરિયાવને જોઇતું હતું તે જ નક્કી થયું. દીકરાઓનું થાળે પડી ગયા પછી કાંઇક નવીન કાર્ય, નવીન સંતોષ માટે એ ઝંખતી હતી. વરસોથી દીકરાઓનું કામ કરતી આવતી માને બદલે એનામાં હવે સત્તાભૂખી સાસુ, રોટલાની ત્રેવડ થતાં, સળવળવા માંડી હતી. શિકાર શોધતા હાથ એના ચચરતા હતા. રખેને મકનની વહુને પોતાથી કંઈ થઈ જાય ને પોતાના દીકરાની ઈતરાજી વહોરવી પડે ને પોતાનાં હાડકાં રઝળે એ ડરના માર્યા જ એણે પુનમની વહુને પ્રથમ લાવવા ઇચ્છા રાખી હતી. ને મકન પણ દરિયાવનો જ દીકરો હતો. માનું મન વરતી જતાં, એણે પણ, ભલેને પુનમની વહુ લાડવો લૂંટતી, એને કેવું ફાવે છે એ બધું જોઇએ તો ખરા, પછી કયાં વરસો વીતી જવાનાં છે જે !-એવો વિચાર કર્યો હતો. સાથે એમ પણ કહેવું જોઇએ કે મકન પોતાના ધંધામાં એવો ઓતપ્રોત રહેતો હતો કે એને સંસારનાં બીજાં ત્રીજાં આકર્ષણ લાંબું લલચાવી શકે એવું હતું નહિ. દુકાનના કામમાં રાતદિન એ ચકચૂર હતો. પુનમ ઉપર પોતે સ્વાર્થત્યાગ કરીને ઉપકાર ચડાવ્યો હોય એવું બતાવવામાં પણ એને પૂરતો આનંદ મળી રહેતો હતો. ઉપરાંત સાંસારિક બાબતોમાં દરિયાવનો એ શિષ્ય હતો. એટલે દરિયાવથી સહેજ સાવચેત રહેતો.

માતાની આજ્ઞાનુસાર પુનમની વહુનું-સુખીનું આણું કરવા મકન ગામમાં આવ્યો ને ઘર ઉઘાડી વાળીઝૂડી સાંજ પડયે વેવાઇને ત્યાં કહી આવ્યો કે પરમ દિવસનું મૂરત છે, ત્યાં જોવડાવીને આવ્યો છું, માટે તૈયારી રાખજો; ત્યારે ગામલોક મોંમાં આંગળી નાખી ગયાં.

અહીં ગામમાં તો જૂદું જ ગીત ગવાતું હતું. દરિયાવ છોકરા લઇને ગઈ ત્યાર પછી ધીરેધીરે કેટલાક પરગજુ લોકોએ જોતજોતામાં, દરિયાવ તો ગઈ તે ગઈ પાછી આવવાની જ નહિ, એવો જાહેરમત કેળવી દઈ વેવાઇઓને નવો રસ્તો લેવા મુક્તિ આપી દીધી હતી. ગામલોકોને દરિયાવ અને એના છોકરાઓનું નામ-રટણ કરતાં કરતાં સહેજમાં જીંદગીના કપરા બેએક મહીના ટૂંકા થઇ ગયા. સુખીગવરીનાં માબાપને કોઇ હિતસ્વી થઈને પૂછે કે 'કાગળ છે દરિયાવનાં છોકરાંનો?' તો કહેતાં કે 'આવવો જોઇએ આવતી ટપાલે.' સાંભળનાર મનમાં કહેતું, 'આવતી ટપાલે કેવો ? હવે આવતા ભવે ! બિચારી પાસે કાગળ લખવાનો પૈસો તો જોઈએ ને?'

પેલા અનાદિઅનંત ટીકાકારે પણ મરતાં મરતાં એક સારું કામ કરી આપ્યું હતું: ગામ લોકના અભિપ્રાયનો કયાસ કાઢી ફેંસલો સુણાવી દીધો હતો કે 'શે'રમાં છોકરા વેચી એ નક્કી જાતરાએ ગઇ છે. ક્યાંક કાશીબાશીમાં મરી જશે ને લુચ્ચીને પાપનો છાંટો યે લાગવાનો નથી. સીધી સરગે જશે.' આ વિચારથી ડોસી પોતે જ એટલી અસ્વસ્થ થઈ કે પૂરા બે કલાક ખોંખાં કર્યું હશે ત્યારે એને જીવમાં જીવ આવ્યો હશે. સર્વાનુમતે નક્કી થઈ ગયું કે દરિયાવનો ને છોકરાઓનો પત્તો નથી. વગરમાગી સલાહ સાથે સુખીગવરીનાં માબાપ આગળ ઘણાંએ હાજર થઇ જતાં. 'છોકરી આવડી મોટી ઘરમાં ક્યાં સુધી સંઘરી રાખશો ?' 'આમ ભરોંસે બેસી રહીને?' 'એ તો કાંઇ નહિ. એની દલગીરી શી ? એ તો પાણી વહી ગયું !' 'છોકરી છૂટી દરિયાવથી !'

માબાપ કોઈ વર નવરો થતો તો તેની તરફ નજર પણ રાખતાં. માત્ર સુખીને ગળે આ વાત ઊતરતી નહિ.

પોતાનો વર ગામ છોડીને ગયો તે પછી સુખીના હૈયાનો કોઈ એકમાત્ર વિસામો હોય તો તે રતનચંપી. તેની પાસે એ અનેકવાર

જતી. પોતાના મનમાં શંકાના અનેક બુદ્દાઓ જાગતા તેની વાત કરતી ચતુર રતનચંપી એના કૂંણા હૃદયના જખમ પર જીભ વાઇને ઘણુંખરું તો રૂઝવી દેતી.

રતનચંપી પાસે જઈ સુખી તેના કહ્યા પ્રમાણે અનેક વ્રત શીખી છે. કથાઓ સાંભળે છે. ચંપીએ પોતે કોઇ વ્રત લીધું હોય તો તેમાં કથા કહેનાર તરીકે કે ઉંકારો ભરનાર તરીકે તેની સામે બેસે છે. ઊંડે ઊંડે એના કોમળ દિલમાં કરતાહરતા પ્રભુ માટે નાનકડી એટલી જ એક પ્રાર્થના છે કે હે પ્રભુ, હું કોડમાં ભાન ભૂલી ગઇ પણ મારે લીધે એમને કોઇને કંઈ થશો નહિ.

ને મકનને હાજરાહજૂર જોઈ, ગવરીનું તો એ જાણે, પણ સુખીની બંને આંખો આંસુથી ઉભરાઇ ગઇ. હરખ એના હૈયામાં માતો ન હતો.

પછી તો થોડા જ વારમાં ચિંતાનાં બધાં વાદળ વેરાઈ ગયાં. વર્ષા પછી પૃથ્વીના મુખની પેઠે સુખીનું મુખ ખીલી ઊઠ્યું. આણું થઇ પણ ગયું. કાલ સવારે શહેર જવા પણ ઊપડી ને!

આ વખતે ગવરી હિંમત કરીને એને ભાગોળ સુધી મૂકવા ગઈ. આખો વખત એણે મકનને ચોરીછૂપીથી કેમ મળાય એની પેરવી કરવા કરતાં સુખીને ખીજવવામાં જ ગાળ્યો છે. જાણે છે કે પોતામાં સામે થઇને મળવાની આવડત નથી ને મકનને એટલી બધી હોંસ નથી. એથી ટોળટપ્પાને બહાને સુખીના સુખમાંથી ચપટીઓ ભરી લેવાનો ક્રમ એના સ્વભાવે એને સોંપ્યો છે.

'પુનમભાઇને એકલાને જ સારું સારું પીરસીશ નહિ, હો.'

'ડોસી હશેને ?'

'ડોસીને મારી વિરુદ્ધ ભેરવીશ નહિ, હો.'

'શા કાજે ?'

'મને તેડી બેસે એ ખાતર.'

'તો તો સારું ને?'

'સારું, પણ તને ત્યાં રહેવા ન દે ને?'

'તો શું થઈ ગયું? હું અહીં રહીશ.'

'હં, ખરેખર? તું અહીં રહીશ?'

'હા. હું તો આજે ય રહું. પણ...'

'પણ શું?'

'એ કે તારો વર તને લઈ જવાની વાત શું કર્યાં કરે છે?'

'મને લઈ જવાની કેમ કરતા નહિ હોય?' 'મને' ઉપર એણે વિચિત્ર ભાર મૂક્યો.

'તે, પૂછને એમને જ.'

ગવરી મોઢું નીચું કરી બાજુ જોઈ ગઈ.

ગાડીમાં અને સ્ટેશન સુધી ને આખે રસ્તે પણ સુખીની વાગ્ધારા ચાલ્યા જ કરતી હતી. વારેઘડી દુકાનના ને ઘરના સમાચાર પૂછી પૂછીને મકનને એણે થકવી નાખ્યો. ડબામાં બેઠેલાં બધાંને સુખીનું આનંદથી ખીલી ઊઠેલું મોં જ કહી દેવા માટે પૂરતું હતું કે એનું હૈયું અણકથ્યા કોડથી ઉભરાઈ રહ્યું છે. સુખીનો ઉલ્લાસ એક બાજુ વધતો ચાલતો હતો તેમ તેમ બીજી તરફ મકનની મૂંઝવણ પણ વધતી હતી.

કોઈ નવાં આવેલાં બેસારુંમાંથી બૈરું માણસ હોય તે સુખી જોડે વાતે વળતું.

'પહેલીવાર લઈ જાય છે!'

'હોવે.'

'એમને ત્યાં નોકરી હશે?'

'ના, દુકાન છે.'

'એમ કે! હશે. પણ, માડી, દેખ્યે તો ક્યાંક મીલમાં નોકરી હોય એવું લાગ્યું, એટલે એમ કહેવાઈ ગયું.'

સુખીએ બોલનારી તરફ નમી ધીરેથી કાનમાં કહ્યું કે " 'એ'તો દુકાન પર છે ને ભાઇને લેવા મોકલ્યા છે." જવાબથી મળેલા સંતોષમાં પેલીથી મોટેથી જ બોલાઇ ગયું, 'તો બરોબર! તો બરોબર! મેં કું કે માડી, કેમ આ જોડી જ બેસતી નથી!'

મકનને મનમાં પહેલીવાર પોતાના સાદાં પહેરવેશ ઢબછબ ઉપર ફિટકાર છૂટયો. એવું પોતામાં શું છે કે આ અજાણી બાઇ પોતાનો કાંકરો જ કાઢી નાખે છે! એને ગવરી સાંભરી. માત્ર એ અદકચરા બેઢંગા જીવ જોડે જ શું પોતાની જોડી બંધબેસતી આવે? કાંઇ નહિ. વેપારમાં તો મને કોઇ કાંઇ કહી શકે એમ નથી ને? એ વિચારમાં એણે પોતાની અધૂરપ તત્ક્ષણ પૂરતી તો ઢુબાડી દીધી.

ગાડીથી ઉતર્યાં ત્યારે સુખીની નજર આખા પ્લૅટફૉર્મ ઉપર આમ ને તેમ અનેકવાર ઘૂમી વળી. કયાંય પુનમ દેખાતો નથી. ગામલોકની અફવાઓ યાદ આવતાં, પત્રકના સોમા ભાગ માટે સુખીના ચિત્તમાં કોઇ ઘોર સંશય પસાર થઇ ગયો. રખેને મકન એને ખોટી ખોટી જ લઇ આવ્યો હોય!

પણ જ્યારે ઘેર પહોંચી ત્યારે જ એને સમજાયું કે બિચારો પુનમ એના સામૈયાની સ્વારી શી રીતે કાઢી શકે! કામમાંથી પળ-વાર પણ છૂટવા પામે ત્યારે ને?

વચગાળામાં શેઠ ગુજરી ગયા હતા. દરિયાવ શેઠાણી પાસે જ ઘણુંખરું રહેતી. અને જે થોડો વખત ઘર આગળ આવતી તેમાં જાણે પોતાને ત્યાં જ કાચું મરણ થયું હોય ને શોક હોય એટલો શોક પાળતી,–પળાવતી પણ ખરી.

'આ નાનું છોકરું છે એને શોક કેવો? એને એનાં લૂગડાં પહેરવા દો ને. એની ઉંમર છે.' શેઠાણીથી, દરિયાવ સુખીને

મળવા લઇ ગઇ ત્યારે, કહ્યા વગર ન ચાલ્યું. આંખમાં બોર બોર જેવાં આંસુ લાવીને દરિયાવ બોલી 'માથેથી છત્તર જેવું છત્તર ગયું ને એ શું બોલો છો?'

પણ શેઠાણીને પોતાના દુઃખના દહાડામાં પણ કાળા લૂગડામાં લપટાયેલી સુખીની મૂર્તિ ઘણી જ આશ્વાસન દેનારી નીવડી. સુખી એમને આંસુએ ધોયેલ સ્વચ્છ મંગલ મૂર્તિ જેવી ભાસી. 'એને જોઇને કરુણાથી હૃદય દ્રવે, ને સાથે જ ઊંડે ઊંડે હૈયામાં ટાઢક પણ અનુભવાય.

કોડભરી કન્યા આમ શોકના વાતાવરણમાં હડસેલાઈ.

છતાં એના હસમુખા સ્વભાવે જેવી હતી તેવી બાજી પણ સુધારવા માંડી. દરિયાવ હમણાં ઘણુંખરું શેઠાણી પાસે જ રહેતી. મકન ત્યાં માની ને શેઠાણીની ખબર કાઢવા જતો ને કોઈવાર ત્યાં જ રાત રોકાઈ જતો. 'મારી પથારી બહાર ઓટલા પર નાખી રાખજે. કદાચ ને આવું તો જગાડવા ન પડે' એમ કહેતો જતો ને ઘણીવાર સવારે બહાર જ સૂતેલો માલુમ પડતો.

બપોરના વારાફરતી બંને ભાઇઓ જમવા આવતા. મકન જમીને જાય ને પુનમને કહે, 'પેલી ઉઘરાણી પણ બાકી છે.' પુનમ જમીને ઉઘરાણીએ જતો. સાંજકના પણ દુકાનથી ઉઘરાણીએ જવાનું એને ઘણીવાર નીકળી આવતું ને ચાલ બહાર નીકળ્યો છું ત્યારે ઘેર પાણી પીતો જાઉં એમ કરી લાંબો ફેરનો રસ્તો હોય તો યે પાણી પીતો જતો. ઉઘરાણીમાં અને દુકાનના પણ બીજા કામમાં વખત જતો એટલે કોઈવાર નામાના ચોપડા રાતે ઘેર લઈ આવવા પડતા. ચોપડામાં ઊંધું ઘાલીને પુનમ લાંબી લેખણે કાંઈ ને કાંઈ ચીતર્યા કરતો. કામકાજ પરવારી સુખી પડખે આવી બરોબર ચોપડાના પાના ઉપર તેજ પડે એ રીતે દીવો હાથમાં ધરી રાખી ધીરા મીઠા કંઠે ગાતી :

ભણ્યાગણ્યા તે નામું લખે.
વગર ભણ્યા તે દીવો ધરે.

ગાતી તો મોહાશથી પણ પુનમને એમાં મજાક લાગતી. એનું કામ એટલેથી અટકી જતું. 'આ વગરભણી નાં જોઈ હોય તો! તું તો બધું ય ભણી અવતરેલી છે, બૈરાની જાત!' પુનમ સુખીની આંખોથી મહાત થઈને બોલતો. શરમનો માર્યો દીવો અંધારામાં મુખ છુપાવી દેતો.

પુનમ બાકીનો હિસાબ સવારે કરતો હોય ત્યારે મકન કહેશે, 'ત્યારે, એટલું પતાવી જલદી જલદી આવ હું જાઉં છું.'

'જા!' પુનમ કહેતો. બંને ભાઈ એકમેક સાથે છેક નાનપણથી તુંકારે જ વ્યવહાર કરતા.

સુખીએ ગામડાના ઘરકામ ને ખેતરકામના ગંજ વેઠયા હતા એટલે અહીં રાંધવાનું ને કપડાંવાસણનું કામ એને મન નજેવું હતું. ઝટપટ આટોપીને એ પુનમના પૂર્ણચંદ્ર જેવા મુખ તરફ જોઈ રહેતી.

આ એ જ દિવસો, જેને વિષે પાછળથી વરસો વીત્યે—અને સાથે બધું યે પસાર થઈ ગયે, રતનચંપી આગળ સુખી અનહદ ઉમળકાથી તૂટું તૂટું અવાજે કહેતી: 'શા સુખના દા'ડા હતા!'

# ૬

શેઠાણીનું મન સમયના વહેવાથી કાંઈક થાળે પડતાં દરિયાવ પોતાના ઘરને હવે વખત આપી શકતી. અને જ્યાં એ પોતાના ઘર પાછળ વધારે ધ્યાન આપવા માંડી ત્યાં બીજું શું થાય? જે થવાનું હતું તે જ થયું.

દરિયાવને એક તરફથી સંતોષ થયો હતો કે દીકરાઓ હવે કમાવા માંડ્યા છે ને પોતાને આટલી ઉંમરે પૈસાનું મોઢું જોવા મળ્યું છે. કદાચ હવે ખરેખર જાત્રા કરવાનો પ્રસંગ પણ આવે.

બીજી બાજુથી દરિયાવને એક જાતનો ભારે અણગમો મનમાં થયાં કરતો હતો. કદાચ આ અણગમો એ ઉપર કહેલા સંતોષનું જ પરિણામ હશે. શેઠશેઠાણીનું બધું મોટુંમોટું ઘર જોઈને પોતાને પણ સહેજ પથરાવાની ઇચ્છા થઈ હતી. તેમાં તો આ પુનમની વહુને બોલાવી ને? આ છોકરો છે, પેલો છોકરો છે, છોકરાની વહુ છે. હમણાં છોકરાંને ઘેર છોકરાં થશે ને લીલી વાડી પથરાશે.

પણ બધું લીલું જોવાની જ માત્ર દરિયાવના મનમાં ઝંખના નથી. એને તો પોતે પોતાની નાનકડી સૃષ્ટિની કર્તાહર્તા છે એનો સંતોષ જોઈએ છે. એ સૃષ્ટિનો પોતે ધારે ત્યારે નાશ કરી શકે એની પણ ખાતરી જોઈએ છે. આત્મસંતોષનો આ રસ્તો માણસો સાધારણ રીતે ઝટ દઈને ગ્રહણ કરે છે. અને તે એટલા સુધી કે પોતે એ નાશ કરવાના આનંદ માટે બહુ જ ઉતાવળથી, બહુ જ આતુરતાથી, પહેલાં તો સૃષ્ટિ રચવા મંડી પડે છે દરિયાવે પુનમની વહુને બોલાવી સંસાર મંડાવ્યો તે એવા જ કોઈ ગૂઢ આશયથી.

પંખીના માળાની એક વાત છે :

બે વિદ્યાર્થીઓ એક ખોલીમાં સાથે રહી ભણતા હતા. ઉનાળાની રજાઓ પુરી થઈ ને પાછા આવ્યા ત્યારે ખોલી સાફ-સૂફ કરીને ચોપડીઓ ગોઠવે છે ને ઘડી પછી પીઠ ફેરવીને જુએ છે તો વાળેલી જગા પર ઘાસનાં તરણાં ને સૂકાં નાનાં ડાંખળાં ને એવું પડયું છે. બંને તાજુબ થઈ ગયા ને જોવા લાગ્યા. એક રોષથી, બીજો કુતૂહલથી,

એકઃ–' અરે આ શું ?'

બીજોઃ-' પ્રથમ ગ્રાસે મધુમક્ષિકા !'

' મક્ષિકા શેની ? તેં બરોબર વાળ્યું નહિ હોય.'

' તું જોતો'તો ને જ વાળ્યું છે ને ? બહારથી ઊડી આવ્યું હશે.'

' તો બહારથી વાળ્યું નહિ હોય, બીજું શું ?'

' બહાર પણ બરોબર વાળ્યું તો છે.'

' તો શું ત્યારે મેં મૂઠી ભરીને લઈ આવી અહીં નાખ્યું ?' પેલાએ બીજાઈને કહ્યું.

' એવું મેં ક્યાં કહ્યું ? '

' કહ્યું નહિ ત્યારે ? આનું નામ જ પ્રથમ ગ્રાસે મક્ષિકા ! ' પેલાને પોતે ઠીક ડામ્યો છે એવા સંતોષથી બોલનારો પાછો કામે વળગ્યો. ત્યાં બીજો એને બાવડેથી હલાવીને બોલ્યો :

' જુઓ, ભાઈસાહેબ, ઉપરથી પડે છે આ તણખલાં, પરથી ...જોયું ને ?...આપ સાહેબને જ બાવાં જાળાં વગેરે સાફ કરવાનું છે તે કર્યું છે? તે, ઉપરથી મને વળી આળ દેતા હતા ?'.

ઉપરથી તણખલાં આવી પડયાં એ જાણે સાક્ષાત પ્રભુ પરમાત્માએ નાખ્યાં હોય એટલું બધું આશ્ચર્ય આ બંને પુસ્તક-પંડિતોને થયું.

'ઉપરથી પડયાં ?!' પેલો અધમણિયું માથું જમીન પર પડી જાય એટલું પીઠ તરફ નમાવીને ઊંચે તાકવા લાગ્યો. બંને જણાએ બારીક તપાસ અને ઊંડા નિરીક્ષણ અંતે જાહેર કર્યું કે 'માળા જેવું કાંઇક દેખાય છે.'

પેલો એકદમ નિશ્ચય પર આવી કૂદીને કહેવા લાગ્યો: 'હમણાં પલકવારમાં માળો બહાર ખેંચી કાઢું છું.' એમ કરવાની વેતરણમાં પણ એ પડયો. ખુરસી ખેંચી લાવી એની પર પેટી ગોઠવી ને એની ઉપર ડબ્બો મૂકયો. હજી પહોંચાય એવું લાગતું ન હતું એટલે છત્રીને છેડે લાકડી બાંધવાની પેરવીમાં પડયો હતો. બિસ્તરાની દોરી વીંટાળવા પણ માંડી હતી. ત્યાં બીજાને કાંઈક વિચાર થઈ આવ્યો ને બોલ્યો:

'આ ઠીક નથી થતું.'

'શું ? ખુરશી પર મેં કયાં તારી પેટી કે ડબ્બો કે કશું જ મૂકયું છે ? મારું કામ છે તે મારી મેળે બધું પતાવું છું.' પેલાને કાંઈક તિરસ્કારથી આણે કહ્યું.

'ના, એ નહિ.'

'ત્યારે ?'

'આ તું પાડે છે એ.'

'કેમ ? મારા ભાગનું કામ છે એમ તેં જ હમણાં કહ્યું ને ?' સામેથી આણે ચાંપ્યું.

'તોય તું માળો પાડે એ મને કેમ પણ ગમતું નથી.'

'ન જ ગમે તો ! પોતાને ફરી વાર નીચેથી કચરો વાળવો પડે એટલે.' પેલાએ મજાક કરતો હોય તેમ પણ કટુસ્વરે કહ્યું.

આને થયું કે લાવ આ દલીલનો આધાર લઉં: 'હાસ્તો, મેં તો ઓરડી વાળી દીધી છે. હવે તારે વાંકે ફરી કચરો પડશે તો ઓછો જ હું વાળવાનો છું ?'

'ત્યારે જોઉં છું કોણ વાળે છે તે! હાલ આ પાડું એટલી વાર.' ઊલટો હોંસાતૂસીનો મામલો થઈ ગયો. ને જાળીના સળિયાનો ટેકો લઇ ખુરશી પર સહેજ પગ ટેકવી ડગા પર એ ચડયો પણ ખરો.

ખુરશીને હાથ અડાડી ઊભો રહી બીજો બોલ્યો: 'રહેવા દેને?'

'કેમ? નહિ તો મને ગબડાવી પાડીશ એમ કે?'

જેમ બોલવા જાવ તેમ બંને વચ્ચેની આંટી મજબૂત જ થતી ચાલી. 'તને મારે માટે લાગણી હોય તો તું માળાને અડીશ નહિ.' બહુ જ આર્દ્ર સ્વરે પેલાએ ખુરશી પાસેથી દૂર ખસી જઇ ઊંચે દૃષ્ટિ કરી વિનંતી કરી.

'કેમ?' કાંઈક ઢીલ પડી પેલાએ છત્રી-લાકડી ભોંય પર ટેકવી ધારણ મેળવી પૂછ્યું.

'જો. આપણે આવ્યા એ પહેલાં પંખીએ માળો બાંધ્યો છે. જાગી આપણે હાથે જ ખૂલી રહી હતી. હવે આપણને એનો માળો વીંખી નાખવાનો હક્ક નથી. હવે પછી કોઈ નવીનપણે બાંધે તો કાઢી શકીએ છીએ.' કાંપતે અવાજે બીજાએ પોતાની વાત કહી નાખી

'એ હું કાંઈ ન સમજું. મારા ભાગનું કામ મારે બજાવવું રહ્યું.'

'નહિ બજાવે તો ચાલશે.' નીચેવાળાએ હસીને કહ્યું.

'ચાલશે શી રીતે? આ નીચે કચરો પડ્યો છે એ કોણ વાળશે?' કરડાઈથી પેલો બોલ્યો.

'હું.'

'ને રોજ રોજ ઉપરથી પડયે જશે એ!'

'એ પણ હું.'

'ઓરડી વાળવાનો મારો વારો હશે ત્યારે પણ એકવાર મારા વાળ્યા પછી પડશે એ ?'

'એ ય હું વાગીશ.'

છત્રી-લાકડીનો ટેકો લઇ હનુમાનકૂદકો મારીને પેલો ખુરશી ગબડાવીને પોતાની પાસે આવતો પડ્યો ત્યારે એ અવાજથી નીચે ઊભેલાને તેટલી નવાઇ ન થઈ જેટલી એ પોતાને ભેટી પડ્યો ત્યારે થઈ. ગદ્દગદ્દ કંઠે એ બોલતો હતો:

'જાણ્યે અજાણ્યે પણ માળો બાંધવા દીધા પછી એને વીંખી નાખવાનો આપણને અધિકાર નથી એ તારી વાત બરોબર છે.'

'તને પણ એમ લાગે છે ને?'

'ને આનું નામ જ પ્રથમ ગ્રાસે મધુમક્ષિકા નહિ પણ મધુ.' આટલું બોલી એણે, બીજે કરાર મુજબ કચરો વાળવા મંડી ગયો હતો તેની પાસેથી સાવરણી લઇ લીધી. 'હું તો તારું મનોબળ જોતો હતો. તું મને સાવ શરમાવી તો નહિ જ મારે.' કહીને એણે ઓરડી વાળીને દર્પણ જેવી કરી દીધી. ને ખૂણામાં સાવરણી મૂકી આવ્યો.

ફરી બંને બાકી રહેલી ચોપડીઓ ગોઠવવા જાય છે ત્યાં ઓરડી વચ્ચોવચ બે તરણાં આવતાં પડ્યાં. બેહદ આનંદથી બંને જણા જાણે પોતે એ માળાની સૃષ્ટિના કર્તાધર્તા હોય એમ ભીની નજરે ઊંચે જોઇ રહ્યા.

સંસારિયાંની રીત ઊલટી જ છે. પોતે થઇને માળો બંધાવા દેવો, ને પછી જ્યાં બાંધનાર એની હૂંફ બરોબર પામે ન પામે ત્યાં એ માળો વીંખી નાખવામાં સંસારિયાંને અનહદ સ્વાદ આવે છે.

દરિયાવે ઘરમાં પોતાની નજર ફેરવતાંની સાથે સુખી ઉપર જે જે ગુજર્યું તે માટે દરિયાવની સામે તહોમતનામું તૈયાર કરવાનો આશય નથી. સંસાર કોઈ વ્યક્તિને પીડે છે ત્યારે પોતે જાતરૂપે તો એને શું બહુ કરી શકે એટલે હંમેશાં એ પેલી વ્યક્તિનાં નજીકમાં નજીકનાં મનુષ્યો દ્વારા પોતાનું દમન ચલાવે છે. શું દરિયાવ, શું મકન,–એ તો વાહન માત્ર છે.

ધૂળ જેવી વાત હતી, નહિ તો.

માગશર મહિનો બેઠો હતો. સુખીનાં લગન પણ કોક દૂરદૂરના માગશરમાં જ થયેલાં. જે પડોશણ પાસે નવરાશના વખતે સહેજ બેસતીઊઠતી એણે સાંજે શાક લેવા ગયેલી ત્યારે ફૂલ પણ આણ્યાં હતાં અને સુખીની ઘણીયે ના છતાં બળજબરાઈએ અંબોડે એક ખોસ્યું હતું. પડોશણ તો ખાધેપીધે સુખી હતી, ભણીગણી પણ હતી કાંઈક, ને સુધરેલા સમાજની એટલે એને એ પોસાય. પણ સુખીને માટે તો આ નાટકના વેશ જેવું જ થાય. 'તે એમાં આટલી ડરે છે શેની? તારો વર તને મારી નહિ નાખે. ઊલટો સામેથી...' પડોશણે આગળ બોલ્યા વગર મોંઢું લગભગ સુખીની નજીક લાવી દઈ મોંઢાનો અવાજ કર્યો. આવું બધું સુખીને ક્યાંથી સમજાય? એ તો મુંઝાઈ જ ગઈ. માત્ર એ મુંઝવણમાં પણ ઊંડે ઊંડે તો કાંઈ ગમતું જ હૈયામાં ઘોળાઈ રહ્યું હતું.

ઘેર જઈને ચૂપચાપ એક બાજુ જઈને પહેલું કામ સુખીએ એ કર્યું કે સાસુ ન દેખેજાણે એમ ઘુમટામાં હાથ ઘાલીને એ ફૂલ, ફેંકી દેવા માટે, કાઢવા લાગી. પણ કમભાગણીએ બરોબર ખોસવા જ ન દીધેલું તે ગરદન પર સરી પડ્યું. ને ત્યાં દાથથી

લેવા જાય છે ત્યાં દરિયાવની નજર પડી. બોલી 'શું છે 'લી ? મંકોડાગંઠોડા ભરાયા છે શું સાલ્લામાં ?'

જવાબમાં ફૂલ નીચે પડ્યું.

'ઓહહો !' એટલો ઉદ્દગાર કાઢતાં ખાસી મિનિટેક લઈને થોડીવાર તો દરિયાવ મૂંગી રહી પછી ગાજી ઊઠી : 'આવા ચાળા મારા ઘરમાં નહિ ચાલે.' વળી બોલ્યાં :

'આ ન જોઈ હોય તો ફૂલોની પહેરનારી ? ભલભલાં આપણાં શેઠાણીને તો મેં કદી ફૂલ નાખતાં જોયાં નથી, ને આમને સોળે શણગાર સજવા જોઈએ !'

ધ્રૂજતે અવાજે ને હૃદયે સુખીએ વસ્તુસ્થિતિ કહી તો પણ દરિયાવને એમાં બહાનું દેખાયું. ઊલટું એની ઉગ્રતા પડોશીનું નામ મળતાં એ રસ્તે આગળ વધી: 'લોકોને ઘેર જઈ ચાળા કર તું તારે, ને છોકરા મારા રાતદા'ડો દુકાન પર વૈતરું કરી કાયા ઘસી નાખે.'

'બાઈ, હું કહું છું ને કે બળજબરીથી ચંદ્રિકાએને ફૂલ ખોસ્યું હતું, અહીં આવી કે હું કાઢી નાખતી હતી.' રડવા જેવે અવાજે સુખી બોલી. ચંદ્રિકાએ ચાટલા સામે એને ઊભી રાખીને માથા પરથી છેડો તાણી લીધેલો ત્યારે પોતે જ પોતાને જોઈને શરમાઈ ગઈ હતી ને ચંદ્રિકાને ઠેકાણે પુનમ એ ટાણે હાજર હોત તો કેવું એમ દિલમાં થઈ આવ્યું હતું, એ બધું એના થરથરતા પ્રાણમાં ડોકિયાં કરી ગયું.

'બળજબરીથીસ્તો !' બોલીને દરિયાવે દાંત પીસ્યા. ગામ છોડીને અહીં આવવું પડ્યું ને તેમાં તરત શેઠ ગુજરી ગયા,

6

એ બધાથી એના હૃદયમાં આજ સુધી ભરાયેલો અણગમો સુખી પ્રત્યે થોડા કઠોર શબ્દોમાં ફૂટી નીકળ્યો: 'તે મારી સામે તો પટ પટ જવાબ આપે છે ને પડોશમાં બળજબરીઓની વાત કરે છે. સારું, બાઇ? શીખ્યાં આ ઉંમરે અમે ય કંઇ!' તિરસ્કારથી એણે નાક નસીકીને ઘર ગાજે એવા અવાજ કર્યા

'હું કયાં જવાબ આપું છું તમને?' સુખીની આંખમાંથી ડળક કરતાં આંસુ બહાર ધસી આવ્યાં.

'ત્યારે આ શું કરે છે?'

'નહિ બોલું.' સુખીએ આંખો છુપાવવા આડું જોયું.

'નહિ બોલું! તે કહ્યા વગર કરી બતાવને! કહું છું કયાંય જવાનું નથી. છાંદ્રિકાબેન ને મંદ્રિકાબેન બધાં ય જોયેલાં છે મારાં!'

'એમાં એમને શું બિચારાંને? એકલી આખો દિવસ શું કરું એટલે મારી મેતે જતી.' કાંઇક સ્વસ્થ થઇને સુખી બોલી.

દરિયાવને એ સ્વસ્થતા જ ખૂંચી. પોતાની ઉપરવટ પડોશણ આંટનો પક્ષપાત પણ ખૂંચ્યો. બોલી, 'મારી મેતે? મારી મેતે!! આ વરણાગીવેડા કરવા તો જાય જ તો દોડતી દોડતી!' બોલતાં બોલતાં એનો અવાજ ફાટી ગયો. એકીસાથે સુખી અને પડોશણ બંને ઉપર વિજય મળ્યાની ખાતરીથી દરિયાવ મોંઢાના બંને છેડા અંદર ખેંચીને ગાલમાં મલકાવા લાગી.

સુખી હીબકા ખાઇને રડતી હતી.

સાંજના વાળુ વખતે થાળીમાં કોળાનું શાક જોઇ દરિયાવથી બોલ્યા વિના રહેવાયું નહિ. બપોર નમ્યે જે પ્રસંગ બન્યો હતો તે પછી એણે કલાકેક સુધી સુખીને—સૂનમૂન એક બાજુ બેસીને આંખે

ખાલી ગાળતી સુખીને–કંઇ ને કંઇ સંભળાવ્યા કર્યું હતું. એને, નજર નાખે ને સુખીનો વાંક જડતો. ઘરની દરેક દરેક ચીજની ગોઠવણમાં, કપડાંમાં, વાસણમાં, બધામાં સુખીની બેદરકારી દેખાતી. સુખીના વાંસા ઉપર એણે જીભના ચાબખા સબોળ્યા જ કર્યાં. છેવટે એને પોતાને જ એનો થાક લાગ્યો. કંટાળીને શેઠાણીને જરી મળવા ગઈ. આવીને ભાઈઓને જમતા જોઈ, સુખી વરને કંઈ કહે ને પોતાને ખરુંખોટું કાંઈ પણ માનવાની તક મળે તે પહેલાં દરિયાવે કોળાના શાક પર નજર પડતાં જે પોતાને એક તક મળી તે આત્મરક્ષણ માટે લઈ લીધી :

‘ હેં મકનિયા, તને કોળાનું શાક ભાવતું નથી તોય કેમ લાવે છે ? ’

‘ કાંઇ નહિ.’ મકને ખાવાનું ચાલુ રાખ્યું. પોતાને શો ભાગ ભજવવાનો હતો એની એને શી ખબર ? અને ભાવવા ન ભાવવાનું પણ પોતે કયારે ગણકાર્યું હતું ? છતાં કોણ જાણે દરિયાવે ક્યાંથી કાઢ્યું આ ?

‘ કાંઈ નહિ કેવું વળી ? જેતને પાંસળીઓ તો ગણાવા માંડી. કોને માટે કમાવું છે તે ? શા માટે ન–ભાવતું લાવ્યો ? ’

‘હું નથી લાવ્યો.’ કંટાળીને મકન બોલ્યો. ને ખાવામાં ગૂંથાયો.

‘ ત્યારે કોણ લાવ્યું ?’ એવી રીતે દરિયાવે પૂછ્યું કે વજ્ર કોના ઉપર તૂટી પડશે એ ભયે બંનેના કોળિયા હાથમાં રહી ગયા.

‘ હું નથી લાવ્યો.’ કોઇ ન બોલ્યું એટલે સ્પષ્ટ કરવ પુનમ બોલ્યો.

‘ તે, પુનમિયા, તને આવડાને હું શું કહું, પણ તને ભાઇની કાળજી ન હોય તો એ ભૂખે જ મરેને ?’ અને થોડીવાર રહીને બોલી, ‘ પોતે સમજવું જોઇએ. બાકી પારકી જણીને શું ?

કોઈ કાંઈ બોલ્યું નહિ. કોઈ એવી વિચિત્ર રીતે આ નાનકડા ઘરમાં અણગમાનું વાતાવરણ ઉતરી આવ્યું ! ખાનારના ગળામાં ધાન ચોંટવા લાગ્યું. દરિયાવે શેઠાણીને ત્યાં પોતે ખાઈ લીધું છે એવું ખોટુંજ કહ્યું. સુખીએ પોતાને માટે તો રાંધ્યું હતું જ નહિ. રસોડું આટોપતાં એના મનમાંથી માંડમાંડ આ શબ્દો બહાર નીકળતા રહી ગયા : " જાણે પાછા 'એ' તમારા પેટના જણ્યા ?" કોણ જાણે સુખી અરધે અવાજે એ શબ્દો અભાનમાં બોલી પણ ગઈ હોય.

એનો સ્નેહનો માળો જાણે કોઈ તીણા નહોરથી વીંખીપીંખી નાખતું હતું.

## ૭

પૈસે ટકે જ્યારે સ્થિતિ ગામડા ગામના લોક માટે સારી ગણી શકાય એવી થઈ ચૂકી હતી, ત્યારે રખેને આ નાનકડા કુટુમ્બમાં સુખનો વાસ થાય એ ડરથી જ જાણે ઉપરનું વાતાવરણ ઘરમાં ધસી આવ્યું ન હોય ! ગમે તેમ પણ એ ચાલુ રહ્યું ને જામ્યું. ઘટયું નહિ.

દરિયાવ ધારત તો હવે નિરાંતે પલાંઠી વાળીને બેસવાનો એને વખત આવ્યો હતો. પણ અનેક વિટંબણાઓમાંથી પસાર થયા પછી મળતું સુખ કેટલીકવાર જીરવવું મુશ્કેલ હોય છે. એને પૈસાને બળે છોકરાઓ પોતાના હાથમાંથી છૂટતા લાગ્યા. પોતે તેમનો આપ્યો બટકું રોટલો ખાતી હોય એવું ઓશીયાળું એને લાગ્યું. છોકરાઓ પર વહુઓનું ચલણ ચાલશે એમ એના મનમાં નક્કીપણે વસી ગયું. શેઠાણીને ત્યાં પણ એની એ રામાયણ હતી. દરિયાવ

પોતાની સ્થિતિનો ત્યાં ચેપ લગાડતી ને ત્યાંથી નવો લઇ આવતી. દરિયાવને દીકરાઓની રોજરોજ સુધરતી જતી આર્થિક સ્થિતિથી જ જાણે અકળામણ થવા લાગી. એને આ ઉંમરે હવે જીંદગીમાં જે જે વસ્તુઓની ઊણપ હતી તે સુલભ થતી જતી હતી, પણ એણે જીંદગીભર સાચવેલો 'અહમ્' એનો ઘડીએ ને પળે ઘવાતો હતો. એનું શું ?

દરિયાવે પોતાના 'અહમ્'નો તંતુ બરોબર પકડી રાખ્યો. સાચી વાત એ છે કે પેલે છેડે એ તંતુને કોઇ જ ખેંચવા પ્રયત્ન કરતું ન હતું. છતાં કોઇ ખેંચે છે એમ લાગ્યા કરે એજ તો ઘડપણની અનિવાર્ય ઘટનાઓમાંની એક છે. એટલે જ પતી જતું નથી. દોરડાને એક છેડે કોઇ જોરથી ખેંચે છે ને સામો છેડો કોઇ ખેંચનાર જ ન હોય ને એ છૂટી પડે ત્યારે જોર કરનાર જેમ ભોંય પર નિર્દયપણે પછડાય છે એવું આ બાબતમાં પણ બને છે ખરું. મહિનાએક પછી દરિયાવે ઘરમાં નાનકડા છમકલાને અંતે ગામ જવાની વાત કરી ત્યારે એણે બધાં ઉપર ભારે સજી ફટકારી હોય એમ એની ગણતરી હતી, પણ કોઇએ જ કશી આનાકાની કર્યા વગર એ વાત સ્વીકારી લીધી. ધૂવાંફૂવાં થઇને દરિયાવ ખરેખર ગામ જવા ચાલી પણ નીકળી. ગામમાં પેઠી ત્યારે પેલા અનાદિઅનંત ઢીકાકારને મરવાની હજી બે મહિનાની વાર હતી. ભવાં પર ધ્રૂજતી હથેળીની છાજલી કરી આંખ ઝીણી કરી દરિયાવ છે એની ખાતરી થતાં કરાને કડૂખલે રોજની બેઠક પર બેઠી હતી ત્યાંથી એણે ટાઢો ટમકો મૂક્યો:

'કેમ, છોકરે કાઢી મૂકી ?'

કોઇ પછડાય ને જોનારને ઘણીવાર હસવું આવ્યા વગર રહેતું નથી તેમ દરિયાવ ઉપરના શબ્દો સાંભળતી હતી ત્યારે

બીજા કોઈએ પણ એ સાંભળ્યા હશે તો એ ભાગ્યેજ હસવું ખાળી શક્યું હશે.

દરિયાવને ઘણી દાઝ તો મકન ઉપર ચડી હતી. 'એણે પણ મારી ન રાખી?'

પણ મકન કરે ય શું? કોળાના શાકવાળા પ્રસંગ પરથી એણે માની સ્થિતિ સમજી લીધી હતી. માને વગર–કશું–કહ્યે, મા મનમાં જેમ ઈચ્છતી હતી તેમ એ પોતે પણ પેંતરો ભરતો. દરિયાવ ગામ ગઈ એ પહેલાંના મહિનામાં કેટલાં છમકલાં, કેટલા અપ્રિય પ્રસંગો, કેટલા ઘોંચપરોણા થયા હશે? આકાશના તારાની સંખ્યાની જેમ એની સંખ્યા પણ અણગણ જ રહેવાની. એમ રહે એજ ઠીક છે. તે સઘળા પ્રસંગોના આદિ મધ્ય કે અંત ગમે ત્યાં કોક ઠેકાણે પણ મકનનોય તે માની જોડાજોડ ઠીકઠીક ફાળો રહેતો, એટલું નોંધવાનું ચૂકી જવાય તો મકનની શક્તિને અન્યાય કર્યો કહેવાય.

છતાં મકને ચૂપચાપ માને જવા દીધી. સુખીની વધારે પડતી પજવણી કરવા ટેવાયેલી મા પોતાની ગેરહાજરીમાં પણ એમજ કરશે એ ડર એને નાનોસૂનો ન હતો. ઉપરાંત ગવરી અહીં આવે ત્યારે ડોસી ઘેર હોય એથી વળી રૂડું શું?

દરિયાવ–સ્વાભિમાની દરિયાવ–ને થયું કે જિન્દગીમાં પાછલાં એ વરસ નિરાંતે કાઢવાં હોય તો દીકરાઓથી દૂર રહેવામાં સાર છે. પુનમે એને તરછોડી ન હતી. માત્ર એની કમાવવાની ધૂનમાં એને, માને આગ્રહ કરવાનું, સૂઝ્યું ન હતું. પણ મકન? આ તો ચેલો ગુરુથી વધી ગયો! સંસારની કેડીએ કેડીએ દરિયાવની આંગળી પકડીને વ્યવહારની આંટીઘુંટીઓથી જાણકાર થયેલો એ છોકરો આજે માની સામું પણ જોતો નથી! દરિયાવને જીવનમાં સ્વાદ રહ્યો નહિ. પોતે જેમ પેટ ખોલીને વાત કરતી નહિ તેવું જ મકનનું

પણ હતું. અને દૂઝતી ગાયની લાત ખમવાનું પણ એ દરિયાવ પાસેથી જ શીખ્યો હતો. દરિયાવ અને પુનમ વચ્ચે પસંદગી કરવા વખત આવ્યો ત્યારે એની પસંદગી પુનમ ઉપર જ ઊતરી. હવે એના જીવનમાં દરિયાવનો ખપ ન હતો. હવે માત્ર એણે દરિયાવ પાસેથી મૂગાં મૂગાં શીખેલી વસ્તુઓનો પુનમને પરચો બતાવવાનો જ હતો. પુનમે માને વહુની ખાતર થઈ ને કાઢી મૂકી એવું ચતુર છોકરો મોઢું થોડા દિવસ ગંભીર રાખીને, ભાઈભાભીને સૂચવ્યા વગર રહ્યો નહિ. એ એનાં ગુનેગાર હોય એવું વાતાવરણ કરી મૂક્યું.

તોયે, કરી પાછા સુખીને પાછળથી કાંક યાદ આવે એવા દિવસો આવ્યા. એણે યૌવનમાં જેનો તોટો પડતો નથી એવાં સ્વપ્નાંના ધાગાથી જીવનપટ તુણીને પૂર્વવત્ કરી દીધું. પુનમ એનો કમાવામાં બાકી રાખતો નથી. એનાં પગલાં થતાં ઉઘરાણી વસુલ થયા વગર રહેતી નથી. એની સાથે પ્રસંગ પાડતાં ઘરાક ખેંચાઈને આવે છે. પાઈ પાઈ કરીને મેળવેલી પૂંજી પુનમ બજારમાં નજર દોડાવીને ઘટતે ઠેકાણે રોકે છે. પૈસો વધતો જ ચાલે છે. માત્ર સુખીના સ્નેહધનથી જ એ પાછળ પડે છે.

પાખીને દિવસે કોકવાર બગીચામાં જવું, વારતહેવારે નાટક જોવા ભળે, વધતાં જતાં સંબંધીઓ સાથે હળવું મળવું—એમાં સુખીના દિવસો સ્વપ્ન માફક પસાર થઈ ગયા. આનંદમાં સવાર પડે. આનંદમાં સાંજ પડે. સુખી જીવનને ભરદરિયે મહાલતી હતી. કશાની એને ઊણપ લાગતી ન હતી. હૃદય ભર્યું ભર્યું ભાસતું.

જતે દહાડે મકન એને સુવાવડ માટે પિયર મેલવા જવા નીકળ્યો ત્યારે સુખીને મન હવે આયુષ્ય પૂરું થઈ જાય તો યે કાંઈ વાંધો નહિ એટલો ઊંડોઊંડો સંતોષ હતો.

ગામ આવ્યા પછી ગવરીએ જ્યારે ગભરુ અવાજે પૂછ્યું, “હેં, સુખી, જાઉં ત્યારે ?” ત્યારે સુખીના પ્રફુલ્લ સંતોષઉભરાતા

મોંઢાએ જ ગવરીને ઘણુંઘણું કહી દીધું ને એને સંસારમાં કૂદી પડવાની તાલાવેલી જગાડી.

દરિયાવ ગવરીની સાથે જવું હોય તોયે શી રીતે જાય? માયાળુ દીકરા મકને એને આગળથી પૈસા મોકલી એક ગાય લેવડાવી હતી. છપ્પનિયામાં નાનમ આવતાં ખેતર વેચી દીધેલાં તે વિષે પણ માને એણે વાત કરી હતી. પોતે આવ્યો ત્યારે એ ખેતરનો જોગ ખાતો હતો તો તે લીધાં પણ ખરાં. હવે ચોમાસામાં વવરાવવા વગેરેનું કામ પોતે કરવા રહે તો તે દરિયાવને જ પસંદ નહિ. કેમકે મકનને મૂકીને પુનમ કમાય એ પણ એને ગળે કેમ ઉતરે? બંને છોકરા લેખણપાટીએ ચડી ગયેલા એટલે હળ પર તો એમનો હાથ પણ એવો જ ઠરે. ગવરીનું આણું કરી, દરિયાવે 'ડાહ્યો થજે!' કહી મકનને દેશાવર મોકલ્યો; ને પોતે પોતાના પૂર્વજીવનનો તાંતણો જ્યાં ગરીબીની ધાર અડતાં તૂટી ગયેલો ત્યાંથી પાછો ફરી ઉપાડી લીધો.

એ પરિચિત જીવનમાં એને કાંઇક આશાયેશ મળી.

મકન શહેરમાં મુકામે પહોંચ્યો અને જુએ છે તો જુદા જ રંગ. ઘરમાં ખાટલા પર લાંબો થઇને પુનમ માથું બે હાથ પર ગોઠવી કંઇક વિચારમાં છાપરા તરફ તાકી રહ્યો છે.

'કેમ કાંઇ તબિયત ઠીક નથી?'

'ના, રે, સારી જ છે.' પડખું ફરીને પુનમ બોલ્યો.

'તો?'

વિશેષ તો હાથમોંના ચાળાથી જ મકન, કેમ પડ્યો છે? —એમ પૂછીને બોલ્યો: 'દુકાન વધાવી લીધી છે?'

'હા'

'આટલી વહેલી?'

'કહું છું. ખાધા પછી.' હાવકાશથી ગંભીરપણે પુનમે કહ્યું.

મકન જરી અકળાયો તો ખરો પણ એને આતુરતા થોડી રોકવી પડી.

વાત એમ હતી કે ગયા પખવાડિયામાં એ શેઠાણીને મળવા ગયેલો ત્યાં નાના શેઠ (ગોવિંદ) ને પણ મળવાનું થયું હતું. તેમની સાથે વાત થતી હતી ત્યાં વચ્ચે બીજા કોઇ શેઠ આવ્યા ને વાતવાતમાં, એમને દુકાન પર માણસ જોઇતો હશે એથી, પુનમને એમણે આવવા માગણી કરી. ગોવિંદશેઠને મનમાં પાકું ઠસી ગયું કે આ છોકરો જો કાપડમાં પેઠો તો તો જોતજોતામાં પોતાથી પણ કયાંઇ આગળ વધી જવાનો. પણ એમનાથી કાંઇ ના તો કહેવાય નહિ. પેલાને કંઇ શક આવે. એટલે એમણે પોતાને ત્યાં જ પુનમને રાખી લેવાનો છે એમ કહ્યું. પણ 'ના, ના, શેઠ, મારે હમણાં બધું અટકી પડયું છે. તમને તો ઘણા મળશે. ને આનો જ ભાઇ છે એમ કહે છે ને? એને તમે રાખજો.' નાના શેઠ જેમ જેમ આગ્રહ કરતા ગયા તેમ તેમ પેલાએ વધારે ખેંચ કરવા માંડી.

પરિણામે પુનમ ત્યાંનું કામકાજ જોઇ આવ્યો. લાંબી લેખણે નામું જ લખવાનું ન હતું. બીજાં પણ કામ કરવાનાં હતાં. બહાર ગામના છૂટક વેપારીઓ જોડેનો વ્યવહાર ચલાવવાનો હતો. કણ ચાંપી જોતાં શેઠને પુનમ ઘણો જ આશાસ્પદ લાગ્યો. શેઠને એની શકિત વિષે માન્યામાં ન આવતાં એમણે પૂછયું પણ ખરું: 'અલ્યા, મરીમરચાં તોલતાં કાપડનું આટલું કયાં શીખ્યો?'

'શેઠ, મારે ગામ એક વેપારીને ત્યાં નામું લખતો. તે સંધું વેચતા. પણ કાપડ ઘણું.'

શેઠે એને શિચક વરસનો સારો એવો પગાર બાંધી આપવાનું કહ્યું હતું

પુનમે મકનને કહ્યું 'જો, તું આપણી હાટડી ચલાવી શકીશ?'

'હવે હાટડીસ્તો, મોટો શેઠ થઈ ગયો તે!'

'ના, ભાઇ, ના. પેઢી! પુનમના ભાઈને હાટડી તે હોય?'

બંને જણા હસી પડયા. આમ સાથે પહેલી જ વાર આ હસ્યા એ. ને કદાચ છેલ્લું પણ. પછીથી એક જણ દુકાન ચલાવવામાં ને બીજો નોકરી કરવામાં એવા મશગૂલ રહેતા કે પૈસાની વેતરણ કરવા સિવાય એ જણા વચ્ચે વાતચીતનો બીજો વિષય પણ ડોકાઈ શકતો નહિ.

કમાવામાં બંને ભાઈ લગાતાર રોકાયા હતા. સાદી ભોળી ગવરી તો જોઇ જ રહેતી. એને આ બધું કયાંથી આવતું હશે એ સમજાતું જ નહિ. સાંજે કોથળી ભરી કોઈ કોઈ વાર પરચુરણ મકન લઇ આવતો ત્યારે એને મનમાં પાકે પાયે વસી જતું કે વર કયાંક ચોરીને રવાડે તો ચડયો નહિ હોય! ઘેર ટપાલથી પૈસા અવારનવાર મોકલાયે જતા. દરિયાવ આજે દિવાલ સમરાવે છે, તો કાલે વળ' છાપરું ઠીક કરાવે છે. તો પરમ દિવસે ઘર ફરતી નાનકડી વંડી કરાવે છે.

ચડતીના આ દિવસો દરમ્યાન જ પુનમને પુત્રપ્રાપ્તિ થયાના પણ સમાચાર આવ્યા. પુનમ સુખીની ચિંતા બહુ કરતો નથી. પિયર છે એટલું સુખ છે. વચ્ચે રતનચંપીનો જમાઇ ઘેર આવ્યો હશે તેની પાસે કાગળ લખાવીને સુખીએ, પોતે નોકરીવાળી પેઢીનું સરનામું આપેલું ત્યાં કાગળ મોકલેલો દરિયાવ કોઇ કોઇ વાર કાગળ લખાવે છે. કોકવાર અંદર એકાદ વાકય એવું પણ આવે છે: "વેવાઇને ત્યાં ગઈ'તી, પણ વહુ પેલી ચંપીને ત્યાં ગયેલી એટલે

મળી ન'તી. બાકી કુશળક્ષેમ છે." પુનમને છોકરો આવ્યા પછી દરિયાવ, મકનને પુનમ વિસારે ન મૂકે એ માટે, મકનથી રીસાયેલી છતાં, પુનમની એના બાળકને કે કોઇપણ બહાને ખુશામત કરતી.

સુખીનો મહિનાએક પછી પાછો કાગળ આવે છે કે ચંપીકાકી કહે છે કે એક આંટો આવી જાઓ. પણ કામ આડે પુનમ ક્યાં જાય?

દિવાળી ઉપર પુનમના પાછલા કામથી પ્રસન્ન થઇ, અને દુકાનનું કામ બધું શીખી લઇ તેમાં પુનમે પોતાનો ગામડામાંથી આણેલો બુદ્ધિનો પ્રાણવાન ઝરો રેડ્યો હતો તેથી થયેલા વિકાસને ધ્યાનમાં લઇ, શેઠે એને ભાગ કરી આપ્યો.

માંદગીનું સાધારણ નિમિત્ત મળતાં દરિયાવ અહીં આવી ને જુએ છે તો પુનમિયો તો ચકચકતાં બટનવાળા, બગલાની પાંખ જેવા, લાંબા ડગલા પહેરે છે ને માથે ટોપી મૂકે છે. માંડ ઢીંચણ ઢંકાય એવા પોતિયાને બદલે પગમાં આવી જાય તો પાંચ ગોહિમડાં ખાઇ જવાય એટલું નીચું ઢસડાતું ધોતિયું પહેરે છે. ને મકન? એની તો સિકલ પહેલાં હતી તેની તે જ છે.

થોડા દિવસ તો દરિયાવને આ વસ્તુસ્થિતિ ગળે ઊતરી નહિ. પણ મકનને મોંઢે હોંસભેર વર્ણવાતા ભારે આવકના આંકડા એણે સાંભળ્યા ત્યારે બધું જ ધીરેધીરે એને કોઠે પડી ગયું.

વધારામાં વળી જ્યારે એ ઘેર પાછી જવા નીકળી ત્યારે પુનમે માને પૂજા કરવા એક અલાયદી ઓરડી ચણાવવા માટે પૈસાની એક જુદી રકમ હાથમાં મૂકી.

'મકન તારે ભરોસે છે' એમ જતાં જતાં દરિયાવ બોલી ત્યારે પુનમને એ શબ્દો વધારે પડતા લાગ્યા.

પણ મકનને એ શબ્દોનો અર્થ સમજાયો. પુનમ દીકરાનો બાપ થયો હતો. હવે એ રખેને પોતાની સામું ન જુએ એ ડરથી વહાલસોઇ મા પોતાને માટે આમ મીઠી જીભ વાપ છે એમ એ સમજી શક્યો. માને માટે એને મનમાં મોટો ઉમળકો આવ્યો. તે એટલા સુધી કે સુખીને તેડવા ગયો ત્યારે સાચા સોનાની સેરમાં પરોવેલી તુળસીની માળા માને માટે લઈ ગયો. દરિયાવે દુઃખડાં લીધાં ને મા દીકરો બે આંસુ સારી એક થઈ ગયાં.

સુખી આ ફેરે આવીને રહી તે દિવસો એના સોનાના હતા. સુખ એના હૈયામાં માતું નહોતું. પતિ રાત પડતાં આવે ત્યારે કોઇવાર ઘોડિયાની દોર હલાવતી સુખીનું અકથ આનંદ નીતરતું ગીત સાંભળ્યા વગર રહેતો નહિ :

વીરા મારા પોઢોને !
ફૂલની ચાદર ઓઢોને !

ફૂલની ચાદર તો દૂર રહી, લાજ કાઢવાનાં કપડાંના પણ સાંસા હતા, એ દિવસો વીજળી ઝબકારે પુનમના મગજમાં ડોકાઇ જતા.



ઊંધું ઘાલીને બંને છોકરાઓ-હવે તો આદમીઓ કમાયે જાય છે. વચગાળામાં એમણે શું પરાક્રમ કર્યું એનો કાંઈક ખ્યાલ ગામલોકને દરિયાવની રહેણાક ને વટવહીવટ પરથી આવે છે. તેમાં હમણાં તો ગામછેડાના નાનકડા ઝૂંપડા જેવા ઘરને ઠેકાણે મોટું મકાન બાંધવાનું કામ ચાલે છે. પુનમની બહેન ચંચળ કામકાજમાં મદદ કરવા ઘર આગળ આવી છે. ગવરીનો છોકરો ધાવણો છે ને એ પિયર છે. બાંધકામમાં નહિ તોયે બીજા ઘર કામમાં એ હાથ ટેકો દે છે. સુખીને દીકરાની માંદગીના કારણથી ત્યાં શહેરમાં રહેવું પડયું છે. મકન વચ્ચે વચ્ચે ઘર તરફ આંટો મારી જાય છે. પુનમ પોતાના ગુમાસ્તાને થોડો થોડો વખત હાટડી પર મોકલે છે ને ત્રણ બળદે બે હળ ચલાવવા જેવું કરે છે.

મકાન તો થવા યે આવ્યું. બે માળનું મકાન ગામડાગામ માટે કૌતુકની વાત છે. એ તો દરિયાવના પુનમિયાનાં નાનપણથી જ લક્ષણ એવાં હતાં, નહિ તો જે ઘરડાં હતાં તેમને તો ગામમાં આવી 'હવેલી' જોવા મળશે કે કેમ એની જ શંકા હતી. હજી ય એમને દરિયાવ તો થોડું જીવવા ને જોવા આગ્રહ કરતી. 'મારો પુનમિયો, જોજો તો ખરા, હજી તો કાંઈનું કાંઈ કરશે.'

પેલા અનાદિઅનંત ટીકાકારની ગેરહાજરીમાં 'મારો પુનમિયો' શબ્દ કોઈની જીભમાં ચળાયા વગર જ લોકોના કાન સુધી પહોંચી જતા

દરિયાવે, 'મારા પુનમિયાએ' ઝૂંપડી પડખે પૂજાની ઓરડી પોતાને કરાવી આપેલી તે જેમની તેમ અકબંધ જ રાખી છે. 'તમારે ભાઈઓને મોટા મહેલ ચણાવોને. મારે તો આ ઓરડા

ભરી.' જૂની કાંઇક વસ્તુને વળગી રહીને ટકી રહેવાની તો દરિયાવમાં ફાવટ હતી.

મકાન થઇ યે ગયું. પણ પુનમ ક્યાં જોવા પણ આવે છે?

'મને તો મરવાની યે ફુરસદ નથી!' એમ એ મકન આગ્રહ કરે છે ત્યારે કહે છે.

'હું મરી જાઉં!' કહી 'એવું તે શું બોલતા હશો?' એમ સુખી એને ઠપકો દે છે.

બધાંને સુખમાં ગળાબૂડ સેલારા લેતાં જોઈ પુનમ મનમાં ઊંડું ઊંડું પરમસુખ અનુભવે છે, ને એ અનુભવને લીધે પોતાના કાર્યમાં આગળ વધવાનું વળી નવું બળ મેળવે છે.

યુરોપમાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું. હિંદમાં વેપારીઓને ઇંદ્રપુરી થઇ ગઇ. તેમાં કાપડવાળાનાં ભાગ્ય પણ ઊઘડ્યાં. શેઠ પાસે પીઠ થબડાવી તેમના આશીર્વાદ સાથે પુનમે નવી પેઢી ઉઘાડી. આડે દિવસે માન્યામાં ન આવે એવી ઉથલપાથલો થઈ ને દરિયાવનો પુનમિયો બજારમાં પુનમશેઠ કહેવાવા લાગ્યો.

હવે પુનમે મકનને દુકાન પરથી ઉઠાવી લીધો. ત્યાં પોતાની બેન ચંચળના ઉંમરલાયક છોકરાને મૂક્યો. સાંજેકનો મકન ત્યાં જઇ એને પાટે ચડાવે છે. પણ બાકીનો વખત એ પોતે જ પુનમ સાથે રહી આ મોટા ધંધાની રસમ સમજતો જાય છે.

દરિયાવની ઘણી ના છતાં, 'બાપ, છે તેટલું જ ભગવાન ખાવા દે!' એવી તૃપ્તિ છતાં, પુનમશેઠ પૈસાના લોભ ખાતર નહિ, પણ પોતે હસ્તગત કરેલી લક્ષ્મીપૂજનની કળામાં પેલે પાર

ઉતરલા, સૌ મહત્ત્વાકાંક્ષીઓને લક્ષ્મી આ દેશમાં જ્યાં લઇ જાય છે ત્યાં—મુંબઇ ગયા.

ત્યાં પોતાના ધંધામાં તો સફળતા મળે એમાં નવાઇ જેવું કંઈ હતું જ નહિ, પણ પુનમશેઠે બીજા પણ અનેક ધંધાઓમાં બચતને રોકી સારી એવી ધનપ્રાપ્તિ કરી. મકનને પણ પોતાની પડખે મુંબઇ બોલાવી લીધો. ગામદેવીમાં એક મોટા બંગલામાં આખું કુટુંબ રહેવા પણ આવી ગયું છે. મોટરમાં સહુ ફરે છે ને મોજે કરેછે. કુટુંબીઓની સંખ્યામાં પણ કોઈ અદ્દભુત રીતે વધારો થઇ ગયો છે! વ્યવહારકઠોર મકન કોઇવાર આંખ કાઢે છે, પણ લક્ષ્મીને સમજનાર પુનમશેઠ એને દબાવે છે.

દરિયાવ અને બેરાં છોકરાં સ્વપ્નમાં પસાર થતાં હોય એમ આ બધા પરિવર્તનમાં પસાર થાય છે. માત્ર બે જણ એ પરિવર્તનને બરોબર સમજે છેઃ એક મકન, તે આ પારાવારને શેની પાળો નાખીને અકબંધ જાળવવો તેની મુંઝવણમાં પડેલો પૈસામાં પૈસા ખાતર રસ લેતો માનવી. બીજા પુનમ શેઠ, આ તો લક્ષ્મીના મહાનિધિનું બિન્દુ માત્ર છે એમ તટસ્થ રહીને જોનો, લક્ષ્મીના કૃપાકટાક્ષને પાત્ર થવાની કળા હાંસલ કરવામાં મશગુલ જીવડો.

સમૃદ્ધિની છોળો વચ્ચે પણ દરિયાવને આંખ પર સુખીજેવીની છાલક વાગતાં જુનાં આંસુ તાજાં થઇ આવે છે. 'હવે મોટાં થયાં. મોટાંનાં થયાં. કાંઇ સમજો.' દરિયાવ કોઈવાર લાડમય ઠપકાથી પણ સુખીને ટોકે છે. તો કોઈવાર પુનમશેઠ પાસે પાંચ મિનિટનો વખત મેળવી વિનવે છે, 'ભાઈ, શેઠલાલ મારા, તારા ભાઈલાને પાંખમાં રાખજે. પેલી પારકી જણીનું સાંભળજે માં સુખલીનું?'

એકવાર ડોસીને પેઢીના માણસ જોડે વાત થતી હતી.

'તને કોણે કહ્યું?'

'પુનમશેઠ, ગા'

'હં'

'ને મકનભાઇનું પણ એમ જ કહેવું હતું.'

'શું ?'

દરિયાવે આંખ બતાવી. શું કહેલું એ પ્રશ્ન ન હતો પણ એને પુનમ સાથે 'શેઠ' અને મકન માટે 'ભાઇ' વપરાતું જોઈ આગ વ્યાપી. વધારામાં સામે ખૂણેથી સુખો જોઇ રહી હતી.

'મકનભાઈ પણ એજ કહેતા હતા.' નોકર જતાં જતાં બોલ્યો કે

દરિયાવને આવી વાતથી પણ ભારે અસ્વસ્થતા થતી. સાંજે પુનમને એણે કહ્યું ત્યારે જ શાતા વળી; 'ભાઈ, તારા નોકર સુદ્ધાં મોટાભાઇનું માન ન રાખે ?'

'કેમ ?'

'મકનને મકનભાઈ કહે, તે, ભાઇ તો તારો છે, એમનો તો મકન શેઠને ?'

'મકનશેઠ કહે, એમ ને ?' પુનમ બીજા કામમાં ગૂંથાયો.

'તે, શેઠ એમ પછી કેટલા બધા ?' સુખી કયાંક હતી તે બોલી.

દરિયાવ ગંભીરતાથી બોલી, 'મારા શેઠલાલ, આ પારકી જણીની સલાહે ચાલીશ માં.'

પુનમશેઠને આવા શબ્દો કાન સુધી પણ ભાગ્યેજ પહોંચે છે. એક તો વખત નથી ને બીજું એવી દરિયાવની ભલામણ-શિખામણની આ માણસને જરૂરે નથી. તેથી તો ચાતુર્માસમાં નાશિક રહેવા ગયેલી દરિયાવ ત્યાં જ પૂજાપાઠ કરતાં કરતાં ઓદારી માતાનાં શીતલ જલના વારંવાર સેવનથી તાવ આવતાં

મરી ગઈ ત્યારે મકનને મનમાં એમ મૂંઝવણ ન થઇ કે હવે મારું કોણ. એને ખાતરી હતી કે પુનમ પોતાના ભાઇને તો શું પણ અજાણ્યાને પણ તરછોડે એવો નથી.

પુનમશેઠે પોતે નાશિકમાં જઈને માની બધી ક્રિયા કરી. જો કે એ ગામ તો ન જ જઈ શક્યા. પણ ત્યાં મકને જે કંઇ કર્યું તે જ એટલું બધું હતું કે ગામલોક પુનમશેઠે નાશિકમાં તો વળી શુંનું શું કર્યું હશે તેની વાત વિચારતાં થાકતા નહિ. સૌ દરિયાવની ધન્યતાનાં વખાણ કરતા. દરિયાવ પાછળ ગામમાં હવાડો ને નાશિકમાં ધર્મશાળા બંધાવવાનો પુનમશેઠનો નિશ્ચય સાંભળીને દરિયાવની ઉંમરનાં જે જીવતાં હતાં તેમની આંખમાં તો દરિયાવનું નામ સંભારી આંસુ આવી ગયાં. 'ભાઇ, પણ દસ આદમી ભાંગીને ભગવાને એક બાયડી ઘડી'તી તો! એનું કાળજું કેવું? નહિ તો આ છોકરા તો પથરા જેવા અહીં રખડત.એમની જવેરાત તો દરિયાવે એમને શહેરાં દેખાડ્યાં ત્યારે પંકાઈ તો!'

દરિયાવનો આત્મા આ શબ્દો સાંભળી શક્યો હશે તો એને જીવનમાં કશી અધૂરપ લાગી નહિ હોય.

બંને ભાઇઓ વેપારધંધામાં ઓતપ્રોત રહેતા હતા.

પુનમશેઠ ધંધામાં રાતદિવસ સમાધિસ્થ જેવો રહે છે. મકન ધંધામાં નજર રાખવા ઉપરાંત ઘરનાં લોકની સુખ સામગ્રી પાછળ ધ્યાન આપે છે. ઘરેણાં, કપડાં, વગેરે અપાવે છે. એની પોતાની જાતમહેનતની માલિકીની પૂંજી હોય તે કરતાં યે વધારે તો બાપ-દાદાની ચાલતી આવતી મિલ્કત હોય એટલો બધો એને મમભાવ છે. બધી દોલત એને દરિયાવના હકની જ દેખાય છે,

પણ ગવરી હમેશાં ઓશિયાળી રહે છે. અ નેતે પણ સુખીની. સુખી જ જાણે એને આટલા સખમાં તાણી લાવી ન હોય. એનાથી એ જીરવાતું પણ નથી. સુખી એને દેવાંશી લાગે છે. સુખીની આનંદના રંગથી કંકોળેલ કાયા તરફ એ વર હોય એમ કોક કોકવાર મીટ માંડીને જોતી પકડાઈ પણ જાય છે. એ તો હમણાં સુખીને દીકરી આવીને મરી ગઇ એથી એનું પાંણી કાંક ઊતર્યું છે નહિ તો એની નજર સામે નજર પણ શે માંડી જાય?

ગવરી તો સારો દિ' છોકરાંને વીંટળાઇને જ ગુજારે છે. દિવસ કેમ જાય છે એની ખબરે નથી પડતી. સુખીનો છોકરો મોટો થતો આવે છે. પણ સુખી હજી યે બાળક જેવો હોય તો તો પુનમ સામે જ જુએ છે, હજી યે પુનમશેઠ એને વરસો પહેલાંનો પુનમ જ લાગે છે.

સુખીએ હવે દરિયાવની ગેરહાજરીમાં વધારે મોકળાશ અનુભવી હોવી જોઇએ એમ સાધારણ રીતે કોઇ કલ્પના કરે તો તે વ્યાજબી છે. પણ માણસની સુખ મેળવવાની શક્તિ પણ વિચિત્ર છે. જ્યારે પોતાના સુખને વેડફી દેનાર કોઈ ઊભું હોય ત્યારે એની સામે ટકી રહી એ સુખનો ટુકડો પણ મળે તો માણસ ધન્ય ધન્ય થઈ જાય છે, પણ પછીથી સામે કોઇ આડે આવનાર હોય જ નહિ ને સુખના પારવારને કાંઠે એ ઊભો હોય તો યે એને સાચી તૃપ્તિ મળતી નથી.

સુખીને કશું દુઃખ ન હતું. જીવનમાં હિન્દુ સ્ત્રીને એના દેશકાળ પ્રમાણે જે કાંઇ મળી શકે એમ હતું તે એને મળી રહ્યું હતું, મળ્યે જતું હતું. પણ જે પરમ તૃપ્તિ જીવનની શરુઆતમાં અનુભવી હતી તેમાં ને આમાં ઘણો ફેર. ભૂખ પછીની ક્ષુધાશાન્તિ અને એઠાડુના અકરાંતિયાપણા વચ્ચે જે ફેર હોય છે તેવો જ કાંઇક. ટુંકામાં, દરિયાવ જતાં નવાઇની વાત એ છે કે સુખીના જીવનમાં

જ કાંઇક ખોટ જણાય. તેમાં નાનકડી બાળકી એ ઘડી વીજળી જેમ ઝબકીને વિદાય લેતાં સુખીના અંતરમાં ખાલી જગા વધતી ગઈ.

ઘણીવાર એને, મોટરોમાં મુંબઇના રસ્તા પર ફરતાં, પોતાના નાનાશા ગામની ઓળખીતી પગથીઓ માટે મનમાં આકર્ષણ ઉભરાઈ આવતું. કશાની આગાહી થતી હોય તેમ ઊંઘ વચ્ચેથી ઝબકી ઊઠીને, 'ચાલો, જઇએ.' એમ પુનમશેઠને એ કહેતી. શેઠને ભાગ્યેજ એ કાંઈ સમજાતું.

બાળક માંદો હતો. દવાદારુ કરનારા ડોકટરોનો આ ધનિકને કાંઈ તોટો ન હતો. છતાં તેનું શરીર લોહી લેતું ન હતું. સુખીએ વિનવણી કરીઃ 'ગામ જઇએ. પાણીબદલાની જરૂર છે...ને તમે ય ક્યાં ઘર છોડયા પછી પાછા ગયા છો ? લોકો પણ કેટલું સંભારે છે? ઘરે તમે જોયું નથી ?'

પુનમશેઠને જો આવી દલીલો આકર્ષતી હોત તો અત્યાર પહેલાં કેટલીય વાર એ જઈ આવ્યા હોત. કીર્તિધન વડે મોટા થયા પછી જેને પોતાની જનમભોમકામાં પાછા જવાનું ન ગમે એવો ભાગ્યેજ કોઈ માણસ હશે. પુનમ પણ કાંઈ એવો પૈસાનો કીડો ન હતો કે બે દિવસ જઈ આવી ન જ શકે. પણ એને શું અકર્ષણ? આકર્ષણમાં એક સુખી, તે તો દરિયાવની ગોઠવણથી આંતરે આંતરે પાસે આવતી રહેતી. હા. એને સગી મા હોતને, (મકનને જેમ દરિયાવ,) તો એ કંગાલ હાલતમાં હોત તો યે વિના શરમે, વિના સંકોચે ધાઇને જાત. એને ગામ લૂખ્ખું લૂખ્ખું લાગતું ને મન મનાવવા એ ઊલટો બમણા વેગથી દ્રવ્યઉપાર્જનમાં એકાગ્ર થઇ જતો. સુખી બહુ આગ્રહ કરે છે તો કહે છે, 'આ લડાઈનું જોર જરી નરમ પડે એટલે મહિનો શું—બે મહિના જઈ આવીએ.'

યુરોપની લડાઇમાં આ દેશના લાખો માણસોનું બલિદાન અપાયું હતું તેની તો ગણતરી થઇ હશે, પણ લડાઇ પૂરી થવા

આવ્યે ઇન્ફ્લુએન્ઝા જે અહીં આવ્યો તેના ખપ્પરમાં કેટલા જીવ આવી ગયા એ ગણ્યું ગણાય એવું નથી. એટલી મોટી સંખ્યા. દર દસકે કરોડોનો વસ્તીવધારો કરતો આ દેશ જ ફાળ પાડી શકે. સારવાર કરનારની જેને કમીના ન હતી તે પુનમશેઠ પણ એ ઇન્ફ્લુએન્ઝાયજ્ઞમાં આહુતિરૂપ થયા.

આભ તૂટી પડ્યું હોય એમ સુખી બે દિવસ તો બેભાન અવસ્થામાં રહી. આ દુનિયા એને દુનિયા જેવી ન લાગતી. કોઈ પરમુલકમાં હોય એમ બહાવરી બનીને ચોમેર જોતી. પળવાર પહેલાં બધું યે એનું હતું. હવે કાંઈ નથી. છોકરા સામે વારેવારે જુએ છે ને આંખમાંથી શ્રાવણભાદરવો વહ્યે જાય છે.

ગામમાં પણ સમાચાર પહોંચ્યા ત્યારે ભાગ્યેજ એવું કોઇ હશે જેની આંખ ભીની ન થઇ હોય. પુનમિયાને એ ઓળખતા. પુનમશેઠ એમને જાગતાં ઊંઘતાં જોયેલા સ્વપ્ન જેવો જ થઇ ગયો.

એ સ્વપ્નના સો સો ટૂકડા થઈ ગયા. સુખીની સ્મૃતિમાં એ ભંગાર કાંઇક જળવાયો તે જ.

આશ્વાસન આપનારાંનો તોટો ન હતો :

'એ તો પાણી આવ્યું ને વહી ગયું ! એમ જ !'

'હા, એમ રડયે કાંઇ આરો છે ?'

'એ તો બધી દુનિયાનું સુખ જોઇને ગયા. હવે આ છોકરાને સાચવીને મોટો કરો, એટલે એ પુનમશેઠ.'

'બાઇ, તું એવી સારા ભાગ્યની મળી તે વળી આટલે લગી વધ્યા. નહિ તો બાપ મૂઆ ત્યારે ઉપર ઓઢાડવાનું થેપાડું યે ન'તું.'

'હા. હવે આટલેથી ભગવાન સુખી રાખે.'

બહાવરી બનેલી સુખીને કાને આવા ભલી લાગણીના કે પછી ઉપર ઉપરના શબ્દો પૂરા પહોંચતા પણ નહિ.

ક્રોધ, આશ્વાસનને બહાને સાથે કડવા શબ્દો પણ એકવાર જીભે ચડી આવ્યા હોય તો પછી, સંભળાવવાનો મોહ જતું કરી શકતું નહિ :

'જે લડાઇએ પૈસો આપ્યો એણે જ મોત પણ આપ્યું.'

'બચારો શેઠ થયો તોયે મૂઓ તો હતો એવો જ. બે ઘડી બેસીને ભોગવાયું તો રજ ભારે નહિ.'

'દરિયાવ ભાયગશાળી તે ભરી ભરી લખમીમાં મૂઇ, હવે એને દેખવું યે છે ને દાઝવું યે છે?'

સુખીના કાને એ પણ પહોંચતું નથી. એનું ચેતન શરીરમાં ક્યાંક ઊંડે ઊંડે ભરાઈ બેઠું છે. શરીર બહારનું પ્રસંગોપાત કંઈ કંઈ કામ કરે છે પણ તેની જાણે એને પોતાને પણ જાણ નથી.

ચાર છ દિવસમાં જ્યારે બધાં સાથે એ ગામ આવવા નીકળી ત્યારે છોકરાને સાથે રાખવા માટે આખો વખત એટલી બધી ઘેલછા એને હતી કે તેને પોતાની પાસે બેસાડી રાખવા આડે એને છોકરાનાં કપડાં લત્તાં લેવા સુદ્ધાંનું પણ સાંભર્યું નહિ.

ગામડામાં બધાં આવે છે એ સાંભળીને રતનચંપી ઘર બહાર નીકળી. એની આંખેથી સામો રસ્તો બરાબર દેખાયો નહિ હૃદય-માંથી આંસુ ચડી આવતાં હતાં. ઊંડા નિઃશ્વાસ પાછળ પાછળ મુખમાંથી ઉદ્‌ગાર નીકળી આવ્યો :

'બિચારી સુખી આ રસ્તે છેવટે એકલી જ આવી!'




ચંચળમાં નામ કરતાં ઉલટાજ ગુણ હતા, પુનમની પેઠે એ ય ઓછું બોલતી. પુનમમાં પરંતુ, મૂંગામૂંગા પણ મીઠાશનું વાતાવરણ પેદા કરવાની જે શક્તિ હતી તે ચંચળમાં બિલકુલ હતી એમ જ કહેવું સારું છે. પણ પુનમની વાત શાને કરવી? એની બેન હોવા ઉપરાંત ચંચળમાં બીજો એક ગુણ ન હતો.

ચંચળ સ્વભાવે ધીરગંભીર હતી, તેવીજ શરીરે પણ બેઠા ઘાટની કોઠીના રૂપે હતી. ચાલતાં પગ બહુજ નહિ–સહેજ જ વાંકા પડતા ને તે એવી રીતે કે, બે બાજુ વારાફરતી ડાબો જમણો ખભો કશાકને મારતી હોય એમ મરડાતી મરડાતી ચાલતી. ઉંમર હવે કાંઇ નાની ન હતી એટલે બહુ કઢંગું લાગતું. પણ ચંચળને ઘરની દરેકે દરેક બાબતમાં પોતાનો હાથ રાખવાની એટલી બધી તાલાવેલી હતી કે કોઈ કાંઇ કામ કરતું હોય ત્યારે તેની જોડે આમતેમ અથડાતી જ હોય. દરિયાવ જીવતી હતી ત્યાંસુધી તો એની ઉપર દરિયાવની જીભ કાંઇક લગામની ગરજ સારતી. પણ તેના મૃત્યુ પછી એને મેદાન મોકળું મળ્યું હતું. મોટી ઉંમરની વિધવા. પેટ એકનો એક દીકરો. તે વળી મકનવાળી દુકાને ગોઠવાયેલો ને ઉપરથી પુનમશેઠ જેવો જોરાવર ભાઇ.

ચંચળને કાંઇ બાકી ન હતું.

ગવરી તો આ મૂર્તિથી દૂર જ ભાગતી, છતાં લાગમાં આવી જાય તો ચંચળ બે શબ્દ ભેગી એને ગબડાવી પાડતી : 'તે આ શો મચકો! તારા વરને મારા દીકરાને લીધે તો પેઢીનાં પગથિયાં દેખવા મળ્યાં!' પણ ગવરી ભલી હોય તો તો એની આડે ઉતરતી જ નહિ.

ચંચળ સુખીની કાંક ઓશિયાળી જેવી રહેતી, પણ પુનમ મરી ગયે પોતાને જાણે સુખી જોડે કાંઇ સંબંધ જ ન હોય એમ એણે વર્તવા માંડયું.

'બાઇ ત્યાં સુધી ભાબી.' એવું સંસારશાસ્ત્રનું કોઇ સૂત્ર એ મનશું ગણગણતી પણ ખરી.

મકન પાછો ગયા પછી પંદરેક દિવસ રહીને સુખીએ માનથી ને ભાવથી ચંચળને ખાસ પોતાના અને મુરબ્બી માણસ તરીકે પાસે બોલાવી કહ્યું.

'બાઇ, છોકરાનાં લુગડાં ત્યાં મુંબઇમાં રહી ગયાં છે તે મોકલવાનું કહેલું પણ આવ્યાં નથી, તે કાગળ લખાવોને.'

'મકનશેઠને કહ્યું'તું ?' સામેથી ચંચળ બોલી. એની મારફત તો કહેવરાવ્યું હશે. પણ 'મકનશેઠ' બોલવાની ચંચળની રીત જ કંઇ જુદી વસ્તુ કહી દે એવી હતી.

સુખી કાંઇ બોલી નહિ એટલે ધીરે રહીને કહે છે, 'તે કેઠ મુંબઇ નહિ લખીએ તો યે શું ? બાણિયાશેઠને લખશું તો યે મોકલી આપશે. કયાં તમારાથી બાણેજનાં મફત લેવાય એમ છે તે એને મોકલતાં વાંધો !'

બાણિયોશેઠ તે ચંચળનો ચિરંજીવી. સુખી ચંચળના મનના મોરચા જોઇ સ્તબ્ધ થઇ ગઇ. એની ઊંઘનું એક આવરણ જાણે ખસ્યું. શોકમાં ટકી રહેવા કંઇ બળ માટે એ ફાંફાં મારવા લાગી.

પણ સુખીની કાંક સમજફેર થતી હતી એમ ચંચળે પુરવાર કરી આપ્યું. સુખી પોતાના બોલ્યા સામું જોતી નથી એ જાણતાં ચંચળને વાર લાગી નહિ. એણે લાડપાનથી સુખી પડખે બેસીને આંખમાં હતાં તેટલાં પાણી એકવાર તો ઠલવી નાખ્યાં. "તારો વર તો એ પછી થયો તો ? મારો તો કેઠ ધાવણો હતો ત્યારથી

એકનો એક લાડકવાયો વાંજિયાબારનો ભાઇ હતો! આજે મારી સામું જોનારું કોણ? તને તો તારા વરની કમાણી છે તે પેલો મકનશેઠ થઇને બેઠો છે તે રોટલા પૂરશે નહિ તો ક્યાં જવાનો છે? ને હું તો મોઈ મુંબઇએ ન ગઈ ને ભાઇ કનેથી બે કોડી ધાન પણ ન માંગી લીધું. એનના કાળજામાં ક્યાંથી સૂઝે કે જવાનજોધ ભાઈ આમ હીંડયો જશે? ને હવે દરિયાવને હુવે હતી તેવી જ દશા મારી તો એને તું'વે યે રહી. ગોટો મકનશેઠ ભલો હશે તો મારા દીકરાને જ હાથ ઝાલીને ઉડાડી મૂકશે.'

હરેક કથન ઉપર આંસુની ટીકાટિપ્પણી થતી ચાલતી હતી. ગમે તેમ પણ સુખીનું હૈયું સાચાં કે ખોટાં કોઇ પણ આંસુ જોઇ શકતું નહિ. પોતે ચંચળ વિષે મનમાં પળવાર પણ ખોટો ખ્યાલ કર્યો એ એમાટે સુખીને દુઃખ થયું. પોતાના વરની ખોટ ખરેખરી ચંચળ અનુભવી રહી છે એ જોઈ ચંચળને સમદુઃખિણી સમજી એને બોલે બોલે સુખી પણ ચોધાર આંસુ સારી રહી. છેવટે બોલી: 'કાંઇ નહિ બાઇ, સૌ સારાં વાનાં થશે!'

આંખો લૂછી નાખી, નાક નસીકી, ચંચળ બોલી, 'એ તો હું તારું પારખું જોતી હતી. ને તેમાં તને ખોટું લાગ્યું. પણ મારે જોવું'તું કે તું કેટલામાં છે. તારામાં કાંઇ નહિ હોય તો તો પછી આ અબૂઝ છોકરો અને તારો ભાણીઓ બંને બચારા રસ્તે જ રડવડશે તો. તારા હાથમાં છે.'

સુખી ક્ષીણ અવાજે બોલી, 'મારા હાથમાં તે શું છે? ભગવાનના હાથમાં કરો. મારા હાથમાં હોત તો આમ બધું ઢોળાઈ જવા દેત?'

'તારા હાથમાંસ્તો, નહિ તો બીજા કોના હાથમાં? અત્યારે તું કાંઇ નાનું છોરું નથી. ધારે તો બધો વેવાર ચલાવવા જેવી છે.

ને તારા વરની કમાણી છે. મોટો મકનો શેઠ થયો છે પણ,—એ તેર ક્યાં મારી જાણમાં નથી ?—કાલ અત્યાર સુધી તો મરીમરચાં વેચીને ખાતો'તો એ જ કે બીજો ?'

'એવું નાં કહીએ, બાઇ. એ તો બધા એમ કરતા'તા ને !' ને એમાંથી વળી ભાયગમાં હશે તે પાઈ પૈસો મળ્યો વળી, ને કાલ ઊઠીને ભાણિયાશેઠના નસીબમાં લખ્યું હશે તો એ યે કાંઈ ઓછા પપાશેરની ત્રાજુડીઓને જ વળગી રહેવાના છે ?'

ચંચળને આ ભારે મીઠું લાગ્યું. એને પોતાનો પુત્ર મોટો શેઠ થઈ જાય એ મધુર ભીતિથી એ આંખ મીંચી ગઈ. સુખીને કબજે કરવામાં પોતે કાંઇક સફળ થઈ છે એમ પણ એને આંતર-દર્શન કરતાં ખાતરી થઈ.

ચંચળને એક ઠામ છોડી બીજે જવાનો ભારે કંટાળો હતો. એને સાસરીમાં માંડ આવતું ચોમાસું પણ ઝીલી શકે એવું છાપરું હતું. પુંજીનું પણ એવું'સ્તો. એટલે દરિયાવના જીવત જ પિયરમાં પગલાં માંડવાની જે તક મળી હતી તે એકવાર ઝડપી લઇને આગળ ઉપર કેવી સવડ છે એ તપાસવનાની પેરવીમાં રહેતી હતી. ચડતી આબાદીમાં દરિયાવે એને કામ પત્યે પણ પીઠ બતાવવાનું ઠીક લેખ્યું ન હતું. ઉપરાંત જેની ગરજ હોય તેનું મન કેમ મનાવી લેવું એ ચંચળને શીખવવું પડે એમ પણ ન હતું.

દરિયાવના ગયા પછી તો ઘેરાં માણસમાં પોતે જ મુરબ્બી રહેવાથી, 'ગણો તો તો સાસુને ઠામ છું,' એમ ચોકખું ગવરી જેવીને, સુખી એટએટલામાંથી સાંભળી શકે એ રીતે, કહી દેતી. હવે પુનમ જતાં એને આ ઘરમાં, જો દરિયાવનો મકન કારડો ફેરવે તો, પોતાને પાણીચું મળે એવો પાકો સંભવ. તેથી પોતે બંને પક્ષ–પક્ષ પણ પાડવાનું શુભ કાર્ય પોતે જ શરુ કરી દઇને તે–માં

કયો બળવાન તે નક્કી કરવામાં મન વચન ને કાયાની શક્તિ ખરચતી હતી. બની શકે ને બંને ઉપર પોતાનો હાથ રાખી શકાય તો તો સોનાથી યે પીળું, એમ પણ મનમાં ધારણા ખરી. ટુંકામાં, માબાપનું નામ સાચવતું આવું રૂડું ઘર, જે બાંધવામાં પોતે જાતમહેનત પણ કરેલી, તે છોડવાની હવે ચંચળમાં જરી યે ધગશ ન હતી. ચંચળનું ચિત્ત બીજું ગમે તે હશે ચંચળ ન હતું અને 'અહેં દ્વારિકા' કરીને આ ઘરમાં જ અડીંગા લગાવી પડયું હતું.

વરસ દહાડામાં તો સુખીએ જોયું તો પોતે શોકમાં ને શોકમાં એક તરફ સોચો થઇને પડી રહેતી તે દરમ્યાન આ ઘરે કોઇ જુદો જ સ્વાંગ ધારણ કર્યો છે. આસ્તે આસ્તે કળે કળે રાતદિવસના પહેરાથી ચંચળે ઘરની એકેએક બાબતનો કબજો મેળવી લીધો છે. મકન શેઠ સુધી આ વાતનો અણસારો સુદ્ધાં પહોંચ્યો નથી એમ કહેવું એ મકનની બુદ્ધિને અને ચંચળના દોરને બંનેને ઉતારી પાડવા જેવું ગણાય. ભોળી ગણાતી ગવરીએ કોકની પાસે લાંબો પહોળો કાગળ લખાવી ભરીને રજેરજ હકીકત મુંબઇ સુધી પહોંચતી કરી દીધી હતી. પણ મકનશેઠ ધંધામાંથી ડોકું કયાં ઊંચું કાઢી શકે એમ છે? અવારનવાર દેખાવ પૂરતો કાગળ લખે છે. સુખીના છોકરાનાં કપડાં તો મુંબઈ હતાં તે ગામ દેખવા પામ્યાં નહિ. કાગળને ખૂણે બે અક્ષર પાડયા હતા કે વેપારીને ત્યાંથી ટકાઉ જોઇને લઈ લેશો. સુખીનું મન આમે શોકમાં ઘૂમ રહેતું ને આવું કાંઈ કાને પડે ત્યારે બહારની કશી અસર જ થઇ ન શકે એવું બૂઠું થઇ જતું. એના મનમાં એક આશા હતી કે મોંઢામોંઢ મળશે ત્યારે મકનભાઇને બધો ઠપકો પેટ ભરીને એકી સાથે આપી દઇશું.

કોકવાર રતન ચંપી ઘડીક ડોકિયું કરી જાય છે તો એટલીવાર એને ગોઠે છે. બાકી તો પોતાનો છોકરો ને ગવરીનો, એ બેની સાથે ગૂંથાઇ રહે છે.

પણ છોકરો હમણાંનો માંદો રહે છે. સુખીને ખરાબ સ્વપ્નાં આવે છે ને કોઈવાર હીબકાં ખાતી હોય એ સ્થિતિમાં જાગી જાય છે, અને છોકરાને પડખે જોઇ એને વાંસેમાથે હાથ ફેરવે છે. એનાં પાંસળાં નીકળી આવ્યાં દેખતાં સુખીની બંને આંખો ઉભરાઈ ચાલે છે. ઊનાં ઊનાં આંસુના સ્પર્શથી બાળક ઝબકી ઊઠે છે ત્યારે જતું પોતે રડે છે એનું એને ભાન આવે છે. જાગીને બાળક માને તરછોડી કાઢી બોલે છે: 'બા, બા, તું યે કેવી છે? નકામો તેં મને જગાડી દીધો નહિ તો બાપાને લઇને જ હું આવતો'તો.' બાનાં આંસુ, ઊલટાં, બમણાં થઈ જતાં. ગળે વળગી પડીને બાળક ગદ્‌ગદ્ કંઠે પૂછે છે, 'બા, બા, કેમ રડે છે?'

કોકકોક વાર અર્ધ તન્દ્રામાં પોતાના ચબરાક છોકરાને ને ગવરીના ઉસંગી રઘુને વાતો કરતા સાંભળી જાગ છે. 'બાપા કરતાં ચે હું તો મોટો શેઠ થવાનો.' ગવરીનો છોકરો કહે છે.

'હું યે થવાનો, જો ને!' પોતાનો છોકરો કહે છે.

'અરે, હું તો પુલમકાકા કરતાં યે મોટો થવાનો. જો જે તો ખરો!'

'તે થજે ને! હું પણ થવાનો. પછી જો જે કોણ પછાડી પડી ગયું તે.'

'તું પછાડી પડી જઇશ, તું.'

'તું! તું!'

'ના તું, તું!—' સામે ગવરીના છોકરાએ અનેકવાર 'તું! તું!' કહીને ઉમેર્યું, 'મને એકવાર મુંબઈ તો જવા દે, બાપુ કને.'

'તે જજેને! મુંબઈ શું છે, ધૂળ? મને એકવાર મારા બાપુ કને જવા તો દે પછી જોઈ લેજે રંગ!'

સાંભળીને સુખીનું કાળજું ફડફડ થવા માંડ્યું. છોકરાઓ નિર્દય થઇને એનો જીવ ચૂંથતા હતા :

'ના, ના, પુલમકાકા કને તો હું ય આવીશ.' ગવરીનો છોકરો ઢીલો થઇ જઇને કહે છે. ગામલોકની પેઠે છોકરાંને મન પણ પુનમ એટલે તો પૈસો જ પૈસો.

'હા, તે હું તને લઈ જઇશ તે તું જોઇશ! એકલો જ નહિ જાઉં તે વળી તારી વેઠ સાથે લઈ જાઉં.'

ગવરીનો છોકરો કાલાવાલા કરવા લાગ્યો ને કાંઇક સફળ થતાં બોલ્યો, 'મંગુ, તારી પછાડી પછાડી તો આવવા દઇશ ને?'

વિજયથી મંગુએ હકારમાં ખુમારીપૂર્વક માથું હલાવ્યું.

'તો ક્યારે જઇશું? ગાડીમાં જઇશું ને?' ગવરીના છોકરાએ પૂછ્યું,

'બોલ્યા!! ગાડીમાં તો તારા બાપા છે ત્યાં જવાય? જજે તું.'

'ત્યારે પુલમકાકા છે ત્યાં કેવી રીતે જવાય?'

'જો કોક સાંભળી જશે તો વળી કેડો પકડશે. આમ આવ કાનમાં કહું.' પછી ગવરીના છોકરાને પાસે ખેંચી કાનમાં મોટેથી હોઠ ફફડાવી બોલ્યો, 'યાદ નથી? પુલમકાકા મુંમઈ ક્યાં ગયા છે? બધા કહે છે ને કે એ તો મરી ગયા છે?' છોકરાંને મન જાણે કેમ 'મરી' કોઈ ગામ ન હોય!

'તો આપણે?'

'આપણે એ મરી જઇશું.'

'ક્યારે?'

'બસ બહુ વાર નથી, હવે.'

'જો, એકલો ન જઈશ હો.'

'તું તારે પછાડી પછાડી આવજે ને. પછી છેક પછાડી રહી જાય તો બીજો શું કરે?' ખુમારીથી ગવરીના છોકરાને કહીને મંગુ ચકલીના બચ્ચાને ઘોઘર બિલાડો પકડતો હતો તેની તરફ દોડ્યો.

સુખી મરણતોલ હાલતમાં નિસાસા નાખતી પડી રહી.

છતાં કોઈવાર સુખી પોતાના મંગુને ને ગવરીના રઘુને બહાર આનંદમાં રમતા સાંભળતી ત્યારે એના હૃદયમાં ઊંડે ઊંડે પ્રસન્નતા છવાતી. રમત માટે બધાં બાળકો બબ્બેની જોડીમાં ગાતાંગાતાં આવીને ઊભાં રહે ને બે જણા ઊભા હોય તે દરેક જોડીથી જે જોઈએ તે એકેક માગી લે. રઘુ અને મંગુ એકમેકને ગળે હાથ નાખી ગાતા ગાતા આવતા:

રઘુમંગુ બે ગોઠિયા;
પાણીમાંના પરપોટિયા.

તે દિવસે ચકલીના બચ્ચાને તો બિલાડાના મોંમાંથી છોકરાએ બચાવ્યું, પણ સુખીના આ દેવ જેવા દીકરાને મોતના મોંઢામાંથી કોઈ વૈદ્ય કે દાકતર કે સગાંસંબંધી કે પૈસો, કશું બચાવી શક્યું નહિ.

સુખીએ એક વાર મુંબઈ કહેવરાવ્યું હતું કે આવીને છોકરાને દવાદારૂ માટે લઈ જાય કે તેડાવી મંગાવે. પણ વરસ દિવસ પછી જાતે જ લઈને આવજે એવો જવાબ આવ્યો. હતો 'ત્યાં એનું કોણ રણીધણી? સગી માની વાત તો જુદી જ છે!' ચંચળ પણ એમ બોલતી. એટલે ત્યાંથી અવારનવાર દવાની શીશીઓ આવે તે પરથી જેમ તેમ સારવાર ચાલતી. ધીમે ધીમે છોકરાના ડીલ પરથી લોહી જ ઊડી ગયું. ચંચળનો તે એ દાંયો સરખો ન લેતો જો કે ચંચળની દાનત એને ખરે જ મારો જોવાની હતી.

કાંઈ કરતાં એ જીવે, ને પોતાની માનો વસ્તારવેલો ટકે ને આ ઘરમાં પોતાનું ચલણ રહે.

છેવટે લોકલાજે મકનશેઠ વચ્ચેથી સ્ટેશનવાળા કસબાના મોટા ડાક્ટરને લઈને આવ્યા ત્યારે છોકરાની આખર અવસ્થા હતી. ગામના જે કોઈ ઊંટવૈદે બતાવી હશે તે સહુ દવા આ છોકરાના પેટમાં ગઈ હશે. ડોશીવૈદાંનો પાર ન હતો. રતનચંપી કોકવાર આવતી ત્યારે એ એક ચોકખું કહેતી કે આમ શું આભલે થીંગડાં મારે છે? લઈને જાને મુંબઈ. કયાં પૈસાનો તોટો છે?' તો સુખી દબેલે અવાજે બોલતી, 'ઉંબરો શી રીતે છોડું.'

'ઉંબરો તો આ છે તો છે ને? લાજ રાખ્યા વગર પહેલાં આને મોતના મોંઢામાંથી ઉગાર.'

પણ ચંચળની ચોકી વટાવવી કપરી હતી. ગવરી સાંભળે એમ સુખી સાથે વાત કરતાં કરતાં જ ચંચળે એક વાર પૂંજીના ભાગ પાડવા માટે એવી બારે હોહા કરી મૂકી હતી કે ગવરી પણ વરને કાગળમાં એ વાત જણાવવાનું ચૂકી ન હતી. મકને ગોળગોળ, 'હમણાં શી ઉતાવળ છે? છોકરો મોટો તો થવા દો, બીજાં ફેલી ખાશે.' એવો જવાબ આપી સાથે ચંચળના ભાણીઆને મુંબઈમાં પોતાની પાસે બોલાવવા વિચાર છે એવો મમરો મૂકયો હતો. ને ત્યારથી ચંચળના રંગ બદલાઈ ગયા હતા. ભાગ પાડવા માટે સુખીને ચડાવીને મકન પાસેથી સારની વસ્તુ મેળવી શકાય એમ છે એ એના ધ્યાનમાં બરોબર બેસી ગયું હતું. ભાગ પાડીને યે શું? ઓછું કોઈ જ એને કંઈ ગાંઠડી બાંધી આપવાનું હતું? એ કરતાં તો બંનેનાં ય ઊંચાં મન રહે એ તાજું! જેથી પોતાની જરૂર બંનેને યે વરતાતી તો રહે. મકનનું મન એ રીતે સાચવતી કે ગામડાગામના રીતરિવાજ ને રહેણીકહેણી પ્રમાણે અહીંનું ઘર વટવહેવાર સાચવીને ચાલતું રહે એવી મકનની ઇચ્છા

પોતે અમલમાં મૂકતી. આદીની રહેણી પરથી ભાગ્યે જ કોઈને મુંબઈમાં આ લોકોનો ચાહગીક પૈસો હશે એવો ખ્યાલ આવે. ગવરી જાતે પાણી લાવતી એ તો ખરૂં જ, પણ કોક કોકવાર એના હાથની ચૂડીઓની સોનાની ખોલો છાણથી ખરડાયેલી જોઈ શકાતી. 'દેશ તેવો વેશ' એ મકનશેઠનો મુદ્રાલેખ હતો. પૈસો પોતા કને છે એનો મકાન બનાવી ધજાગરો બાંધેલો એ ઉપરાંત મુંબાઈની હવા આ ઘરને ક્યાં ય અડવા પામી ન હતી.

ગામની નિશાળમાં એક નવો શિક્ષક આવ્યો હતો. એ ન્યાયાધીશની કચેરીમાંથી લાંચ લેતાં પકડાવાને કારણે કમી થયેલો. ને પછી ખોડાં ઢોર પાંજરાપોળમાં દાખલ થાય એમ કેળવણી-ખાતાએ આને સંઘર્યો હતો. ભણાવતાં ભણાવતાં પણ કાયદાની ચાર કલમનો આ જાણકાર ગામ લોકની ખટપટમાં પડી બે પૈસા દલાલી કૂટીકાઢતો ગામમાં નજર નાખતાં જ મોટું ઘર એની આંખે સહેજે જોઈ લીધું. છોકરાંની કેળવણીને નિમિત્તે એણે ધીમે ધીમે પગપેસારો કર્યો હતો. 'બરોબર મુંબઈ જેવું ભણતર અહીં એકે ભણાવું.' શિક્ષક એની બડાશ પણ જે પૂરી ન સમજે એવાં માણસ આગળ લાંબી લાંબી વાતો હાંકતો, 'ભલભલા મુંબઈમાં ભણી આવેલા અમારી આગળ કોરટમાં પરીક્ષા આપતા હોય એમ બોલ્યા કરે. અને તે વળી ઊભા ઊભા. બે અક્ષર બોલવા હોય તોય ટપ ઊભા થાય ત્યારે.' પરિણામે સુખીએ 'રાજી કરીશું,' કહી બંને છોકરાઓને શિક્ષકને ઘેર ખાનગી ભણવા પણ મોકલવા માંડયા હતા. એનો છોકરો માંદો પડયો એટલે શિક્ષકે 'પૈસા લેવા નથી આવ્યો. પૈસાની શી ઉતાવળ છે? આ તો થયું કે સહેજ જોતો તો જાઉં.' એમ સાગા માણસને રુચતા શબ્દો પૂરવેગમાં વાપરીને અવારનવાર આવવાનું કરી મૂક્યું હતું.

એકવાર એમ માંદગીની ખબર કાઢતાં કાઢતાં જ મિલકતના ભાગ પાડી દેવા માટે લાગ જોઈને મહેતાજીએ સલાહ આપી દીધી. ઉપરથી કહ્યું, 'આ તો તમને શી ગમ? પણ અમે કોરટમાં કેસો ચલાવી ચલાવીને આવડા થયા એટલે અમને તો દીવા જેવું બધું દેખાય.' મહેતાજીની વાતમાં 'કોરટ' ન આવે તો થઈ રહ્યું.

'કાંઈ નહિ માસ્તરસા'બ. કોરટો તો છે જ તો! મારે પણ રોવી છે? આને આ તાવ હાડમાંથી ખસતો નથી ને આ પડખે પાકું નીકળ્યું છે એની કાંઈ દવા તમને ધ્યાનમાં છે?' સુખીનું માતૃહૃદય પહેલપ્રથમ પોતાના છોકરાના દરદનો જ વિચાર કરતું. એની મરણપથારી પર ધનદોલતના ભાગલામાં કેમે કરી એનું મન ક્ષણવાર પણ પરોવાતું નહિ.

'પણ પછીથી રાતી દમડીયે નહિ જોવા પામો, એ લખી રાખજો. વીલબીલ કરેલું હશે મંગાવીને ચાર દેખતા આદમીમાં નક્કી કરો નહિ તો પછી ફક! કોરટોના મામલા એવા છે. સમજ્યાં?' મહેતાજી બીચારા સાચી વાત કહેતા હતા.

'પણ તમે કાંઈ દવા જાણતા હો તો કહોને! કહોને માસ્તરશા'બ કોઈ બીજો દવા કરનારો જાણવામાં છે? કહોને!' આરજુથી સુખીનો અવાજ ભાંગી પડયો.

'પછી રડશો એ યે નકામનું છે. ચેતવું હોય તો અત્યારે ચેતો. અરજી તૈયાર છે મારા ગજવામાં. અંગુઠો કરી આપો.' ખીસ્સામાંથી મહેતાજી કંઈ કાઢવા જતા હતા. ત્યાં સુખી બોલી, આનંદથી ચમકી ઊઠેલી આંખે:

'લઈ આવ્યા છો દવા? લાવો, લાવો, ત્યારે આપતા કેમ નો'તા? માસ્તર સાહેબ તમારી દવા તો એ હસતો હસતો પી જશે.'

મહેતાજી છોભીલા પડી ગયા. હાથ એમને એમ ખાલી બહાર કાઢી ઊભા થતા થતા છેલ્લી વારના બોલ્યા:

'પછી ઝેર ખાવા પણ આ લોક પૈસો નહિ આપે. અત્યારે આ છોકરો છે ને લડી લો કોરટ તો આંધળી છે. ને પછી એ નહિ જુએ કે નિરાધાર વિધવાનું પોષણ કોણ કરે છે ને કોણ નહિ. માટે હમણાં ભાગ પાડવાનો તકાદો કરી લો. પછી મારે તો શું.?' ફાટી આંખે સુખી બોલી, 'નથી પાડવા ભાગ મારે! દવા આપતો હોય તો આપ, નહિ તો ભાગ, મોટો કોરટવાળો આવ્યો છે તે! મારા છોકરાને મારવા! નથી પાડવા ભાગ! નથી પાડવા, જા!' છેલ્લે જતાં એનો અવાજ ભયના માર્યો એટલો ચડયો કે સાચા બોલા મહેતાજીને રસ્તો માપવો પડયો, અને 'શું છે?' 'શું છે?' કરતી ગવરી બહાર આવી ત્યારે ભાગ બાબતના છેલ્લા શબ્દો જરૂર એને કાને પડયા પણ હશે.

છોકરો ખરેખર મરી ગયો ત્યારે સુખીના મનમાં ભાગ બાબત વિચાર સરખોયે ફરકવા પામ્યો નહિ. જે કદાચ બીજાંને મન ભર્યો ભર્યો લાગતો હશે એવો આ સંસાર સુખીને સુનકાર લાગવા માંડયો મોત આવે તો કેવું સારું એમ એના લોહીનું અણુએ અણુ ઝંખે છે. ખાવા પીવાનું, ઓઢવા પાથરવાનું, બોલવા ન બોલવાનું ભાન ભૂલી ગઈ છે. વચ્ચે ગવરીનો રઘુ પડખે ચડે તો એને સોડમાં લઇ પંપાળીને ટપકતી પાંપણે એ દિવસ વાળી મરવાની રમતનું પૂછે છે, "ભાઈ તને એ કહેતો ખરુંને કે 'કોઈ સાંભળી જશે તો વળી કેડો પકડશે'?" રઘુ અવાક જોઇ રહે છે પણ સુખી હસવા કરતી કહે છે, 'હું સાંભળી ગઈ છું તો!' ને કેડો પકડવા અરધી ઊભી થઇ જઇ કમ્મરે સાડલો વીંટાળે છે.

# ૧૦

પુનમે દરિયાવ માટે પૂજ્યપાડ માટે કરાવી આપેલી ઓરડીમાં હવે સુખી રહે છે. રહે છે શેની? રાખવામાં આવી છે. કેદ કરી છે એમ જ કહોને. ચંચળનો એની ઉપર કડક ચોકીપહેરો છે. બે વાર ખાવાનું અંદર ઢોરને નાખતી હોય એમ એ નાખી આવે છે રાતે પા કલાક બહાર આવવા દે છે ને આંતરે દિવસે નાહવાનું પાણી, માગે તો, આપે છે. સુખી કાં તો ખૂણામાં સૂનમૂન ભરાઇ રહે છે. કાં તો ખુલ્લી જમીન પર લાકડું હોય એમ પડી રહે છે. કોઈવાર બારણું તૂટી જાય ત્યાં સુધી હચમચાવે છે. ને કોઇવાર તેની સાથે માથું અફાળતી હોય એવો અવાજ પણ બહાર સંભળાય છે. ઘણી વાર બારણું ખોલવા છતાં બહાર આવતી નથી. ને ચૂપચાપ હોય ત્યાં ઢગલો થઇને પડી રહે છે. નથી હાલતી નથી ચાલતી. તો કોઈ વખત આખું ગામ ગાજી ઊઠે એવા વાદળના ગડગડાટ જેવા અવાજો ને તીણી કારમી ચીચીઆરીઓ કરે છે.

આ દશામાં એને ગાંડી તરીકે ગણવામાં આવી છે. ચંચળે આખું ઘરસૂત્ર ક્યારનુંય પોતાના હાથમાં લઈ લીધું છે. ગવરી એના છોકરામાંજ વીંટળાયેલી રહે છે. 'આ રાંચું, ક્યાંથી મારા ભાઇને મળ્યું?' ચંચળ કોઇવાર એના સાંભળતાંજ તિરસ્કાર બતાવે છે.

ચંચળે, હવે, જોતજોતામાં મકનને 'મારો ભાઇ' બનાવી દીધો હતો. મકન મુંબઇથી આવ્યો ત્યારે થોડું રોકાયો હતો. ચંચળે એને એક ઉદ્ધારકની અદાથી સંભળાવી દીધું હતું:

'હવે તારે ક્યાં સુધી આ ચંચળીને ગળે લોથ વળગાડી રાખવી છે? હવે મહીનો માસ દેશમાં ગાળતો જા, ને તારું ઘર સંભાળ. મારાથી કાંઇ નથી બનતું હવે.'

મકન શેઠને બહુ આગ્રહ કરવો પડયો.

'એ પણ મારાથી કહું છું ને કે, નહિ બને. મારો દીકરો એકલો ત્યાં કાચુંપાકું વીણ્યું ખાય ને હું અહીં નકામી લોકોની આંખે ચડું.'

'ના, પણ બેન, તમારા વગર આ ઘરની આબરુ હવે ચલવે એવું કોણ છે? બા હતી તે તો આ બધો પથારો કરી આપીને ગઈ!'

ચંચળને પણ દરિયાવ પોતાની બા હોય એવું પળવારતો લાગ્યું. પણ દરિયાવે આ બધું ઊભું કર્યું છે એવો મકનનો ખ્યાલ એને ગળે ઊતર્યો નહિ. કેમ કે તો તો ભાણિયાશેઠનું નામ જ નીકળી જાયને પૂંજીમાંથી? ધીરે રહીને બોલીઃ

'પણ મારે તો કાંટાનો પથારો છે ને જંજાળનો!'

'ના, ના, તમારે શું દખ છે? છોકરો છે રામજીનો આપેલો તે દુકાન ચલાવે છે ને હવે દિવાળીએથી મુંબઈની પેઢી પર કદાચ બોલાવવો પડે. કાંઈ આની અરધી આનીના ભાગમાંથી જાય એમ નથી સાવ!' કહી મકન શેઠ કાંઈ રમતા ન રમતા હોય એમ ખુલ્લા દિલથી હસતા હોય એવું હસ્યા.

ચંચળ સમજી કે વાત કાંઈક પાટે આવી છે. અત્યારે વધારે તાણતાં તુટી જશે. તે વળી કહેશે કે 'જા!' તો ક્યાં જઈને ઊભી રહેવાની છું? ને વળી કયે મોઢે? એમ વિચારી વાત ફેરવીને પોતાની પ્રસન્નતાને ઢાંકવા પ્રયત્ન કર્યો.

'પણ જો આ તારી વહુ છે ને એને તારી પાસે રાખ. એટલે હું મારે પરભુભજન કરું ને તારું ઘર સાચવું, બસ.'

'પણ સુખી છે ને?'

'એ તો જશે,' તીખાશથી ચંચળ બોલી

'ક્યાં?'

'એને જે કોઈ જડશે એની સંગાથે.' ઘરની આગરૂના ચોકીદારને છાજે એટલા રોષથી ચંચળ તતડી.

'શું બોલો છો ? કોઈ સાંભળશે!'

'તે ત્યારે જીભ કચડી મરવાનું તો ઘણુંયે મન થાય છે પણ એમ શે થાય ? પેલો માસ્તર આવજા કરે છે તે એની સંગાથે જશે. પણ એને જવું હોય તો અત્તરઘડી જાય એટલે હું તો મારે હેડમાંથી છૂટું!'

'સુખી ક્યાંય નહિ જાય.' સામા બારણામાંથી આવતી ગવરી બોલી. મકન જાણતો હતો કે ગવરી ને સુખી નાનપણનાં સંબંધી છે. ચંચળને દાઝ એ ચડી કે આ જીભવગરનીએ ક્યાંથી ઉપરાણું લેવાની હિંમત બતાવી. રોષમાં ને રોષમાં એ પોતે કાંઈ બોલી પણ ન શકી.

'ને હિંમત હોય તો જવા દો, જોઉં!' છેવટે ગવરી જ બોલી.

'કેમ ?' મકન બોલ્યો.

'એમ કે? નહિ તો શું થઈ જશે ?' ચંચળ ભભૂકી.

'એ કે સાથે તમારી આ યે જશે.' કહી ગવરીએ ચોમેર મકાનના રૂપમાં ઊભેલી લક્ષ્મી તરફ હાથ ફેરવ્યો.

'છો ને પડી રહી! આપણી આબરૂ જાય, પરદેશમાં કોઈ જાણે તો. આપણને ક્યાં ભારે મારે છે ?' ચંચળને આગરુની દલીલ તરત ગળે ઊતરી ગઈ.

મકને પોતાની ભોળી ગણાતી પત્નીના ડહાપણની કદર કરી. પોતે સમજ્યો કે પહેલ વહેલાં પરદેશ વેઠતાં સુખી સામે મળેલી એનું ગવરીએ સૂચન કર્યું હતું. અને ચંચળને ભલે લાગ્યું હોય

કે ગવરીએ સુખીનો પક્ષ ખેંચ્યો. પણ મકન મનમાં ગવરીની સ્વાર્થબુદ્ધિ બરોબર સમજ્યો ને પત્ની પર આજ ઘણે વરસે બરેબર ખૂશ થયો. ગવરીની આ બુદ્ધિ ચાલુ સતેજ રહે તો મકનને ચંચળની ખુશામત કરવાની પણ શેની રહે? પણ આ કાંઇ મકને માની એવી માત્ર લોભને લીધે જાગેલી સ્વાર્થબુદ્ધિ ન હતી. આ તો સ્ત્રી માત્રના અંતરમાં પોતાની ચૂડી અખંડ રાખવા માટે કોઇ ચોકીદાર જાગ્રત બેઠું હોય છે એનો અવાજ હતો. ગવરીને મનમાં ઠસી ગયેલું હતું કે સુખીને લીધે એના વરનું ને એનું સારું હતું. આમ તો ગવરી સુખીના અસુખથી મનમાં ઊંડેઊંડે રાજી થતી. પણ ચંચળની આગળ ટકી રહેવા માટે હવે એક સુખી જ એને આધારરૂપ હતી. આ દિવસોમાં એને સુખી બહુ ગમતી.

સુખીએ એકવાર મકન દિલાસો દેતો હતો ત્યારે લાવને લોક કહે છે ત્યારે પૂછી તો જોઉં, કરી પ્રશ્ન કર્યો: 'આપણી મિલ્કતનું શું ચાલે છે હમણાં? એનું કાંઇ કર્યું હોય તો?'

'શું કરવાનું છે? બધું તારું જ છે ને?' મકને ટૂંકોટચ જવાબ આપી નવો સવાલ પૂછવાનું બળ સુખીમાં ન રહેવા દીધું.

પણ સુખી વધારે સવાલ પૂછી શકી હોત તો ઠીક હતું. તો કાયદેસર સુખીને આટલું અમથું જ મળે ને બીજું ન મળે ને એવી એવી વિગતોની સ્પષ્ટ રીતે ખબર પણ એને મકનશેઠ કનેથી મળી રહેત. સુખી માત્ર આટલું બોલી,

'હવે મારે તે શું કરવું છે?' સુખી રડવા માંડી,

'એ જ તો હું પણ કહું છું,'—એટલું મનમાં બોલી, મકન, 'હવે રડયે કયાં પાર આવે એમ છે?' એવો ફરી દિલાસો આપી ઊભો થયો.

પણ પછીના દિવસોમાં 'મારાં ઘરેણાં મને ન આપો?' એ ફરીફરી પૂછાયેલા સવાલના જવાબમાં કોઈએ કાંઇ જ કહેવાની પરવા કરી નહિ ત્યારે સુખીનું શોકગ્રસ્ત મગજ ખરે જ ફટક્યું.

મકન હજી દેશમાં જ હતો ને સુખીનું મગજ બદલાયું હતું. એણે હવે બેફામ બોલવાનું શરુ કરી દીધું હતું. પોતાને પતિ, પુત્ર, ધનદોલત વગરની કરી મૂકનારાંનાં છડેચોક છાજિયાં લેવાનું, એક વખતની ભદ્ર અને મૃદુલ સુખી, શરૂ કરશે એવો ઘરનાંને કોઇને ખ્યાલ નહિ. પણ સર્વસ્વ ખોઈ બેઠેલી, એકલી પડી રહીને અકળાયેલી, સુખીએ આસપાસનાંની પીઠ પર જીભનો ચાબખો નિર્દયપણે ચલાવવો શરૂ કર્યો.

'લાવો મારા પૈસા, લાવો મારાં ઘરેણાં.' બાકીનો વખત એ જ જાપ કર્યા કરતી. મગજની સ્થિતિ ગાંડપણની હદ સુધીની તો નહિ જ હોય, પણ સારી તો નહિ જ. ક્યાં પહેલાંની ગાતી નાચતી પંખિણી જેવી સુખી અને ક્યાં આ આજની?

ઉનાળાના દહાડા હતા. કોઈ છોકરાને કેરી ચૂસતો જોઇ સુખીએ બૂમ મારી. 'ગામનાં છોકરાંમાં કેરી વહેંચાવો. એને કેરી ખૂબ ચૂસવી ગમતી.' કોઇએ ગણકાર્યું નહિ. એટલે પેલો છોકરો હાથમાં રસનો ભર્યોભર્યો ગોટલો રાખીને ફોતરાં ચૂસતો હતો, ત્યાં એનો ગોટલો પડાવી લઇને સુખીએ અંદર જઈ ચંચળના કપાળ પર જ બરોબર માર્યો.

હોહા થઇ ગઇ. ચંચળ ભાઈ પાસે દોડી. 'મારી નાખી રે મોઇએ. જોને કપાળ પર બટાકા જેવું ઢીમચું નીકળી આવ્યું!' વચ્ચોવચ લાલ ઢીમચું ને આજુબાજુ પીળા રંગનો છંટકાવ. વારેવારે કાળી માતાની પેઠે બહાર લપકતી જીભ. ચંચળનો વેશ ખરેખર જોગમાયા જેવો થઇ ગયો.

પરિણામે સુખીને પુનમે જેને રામજીની પૂજા માટે બંધાવરાવી હતી તે જ ઓરડીમાં કેદ મળી.

હજી પણ એ તરફ જતાં ચંચળને દસ ડગલાંમાં હાંફ ચઢી આવે છે.

પણ ઉપરની વાતને અંગે મૂળ બાબત વિષે તો ન્યાય ખાતર કહેવું જોઇએ કે મકનશેઠે ગામનાં બાળકોને કેરી તો ભરપૂર ખવડાવી જ, ને નિશાળનાં નાનાં મોટાં સહુ છોકરાંને રસ-રોટીનું યાદ રહી જાય એવું જમણ પણ આપ્યું.

મકનના મનમાં સુખી માટે નાનપણમાં હતો તે જ ભાવ હતો. સુખી એને મન ઉંમરમાં, અક્કલમાં, કશામાં વધી જ ન હતી. પહેલાં હતી તેની તેજ હતી. અને આ બધા એના ઉધામા મકનને નકામા લાગતા. જે થયું તે થયું જ, તેમાં વચ્ચે મિલ્કત લાવવાથી શો ફાયદો ? તે તો અકબંધ જ રહેવી જોઇએ.

માણસનું ચાલે તો તો બધી વસ્તુઓને અકબંધ રાખે. જોબન, આયુષ્ય, પ્રેમ, સૌન્દર્ય, મિલ્કત, માલ, ખજાના, બધું જ. પણ કોક કયાંક એકુંબેકું એમ ઇચ્છે છે કે કશું જ અકબંધ ન રહે એ જ ઠીક છે. એક સાંજે હજી ગામડે હતા ને જ મુંબઇથી તાર આવ્યો કે ફલાણી ફલાણી બેંકોમાં મૂકેલાં નાણાં ડૂબ્યાં છે. ધરતીકંપ થાય ને મોટી મોટી ઇમારતો તૂટી પડે તેમ યુરોપીય યુદ્ધ દરમ્યાન અને પછી હિંદની આર્થિક ધરતીમાં લડાઇકંપ આવ્યો હતો ને બલભલી બેંકો ગબડી પડી હતી. એમાં મકનશેઠનાં પણ ઠીક ઠીક નાણાં ગયાં.

'કાંઈ નહિ, ભાઈ, કાનખજૂરાનો એક પગ ભાંગ્યો તો યે શું ને રહ્યો તો યે શું ?' હસવા કરતી ચંચળ મકનને દિલાસો દેવા લાગી. પણ મકનનો રામ અંદર જાણતો હતો કે જેને બહેને

'કાનખજૂરા' તરીકે કોડમાં ને કોડમાં વર્ણવ્યો હતો તેના કેટલા પગ ભાંગ્યા હતા.

મકનશેઠ હજી વૃદ્ધ ન હતા છતાં ઠરેલ ન હતા એમ તો ભાગ્યે જ કોઈ કહી શકે. તોપણ આ આઘાતે એમના ચિત્તને હચમચાવી મૂક્યું. બીજી સવારે મુંબઈ ઊપડવાનો નિર્ણય એણે ઘરનાંને જણાવ્યો.

રાત થોડીક ગઈ છે ને જમ્યા પછી ચંચળ અને ગવરી પેલી તરફ રસોડામાં ભાથું તૈયાર કરવામાં ગૂંથાયાં છે. ત્યાં આ તરફ પૂજાની ઓરડીમાં સુખીનો પ્રાણ વલોવી નાખે એવો અવાજ આવ્યો: 'લાવો મારી બધી પૂંજી...લાવો અરધોઅરધ. મૂકો બાજુ પર મારાં ઘરેણાં. કશું લીધા વગર હું છોડવાની નથી.' રોજના અવાજ હતા. પણ આજે કેવા અસહ્ય લાગતા! થાક્યા વગર એ બરાડ્યા જ કરતી હતી.

મકનશેઠ ઊઠ્યા. 'છાની રહે ગાંડી!' કરીને એમણે સામે બૂમો મારી. પણ કોણ સાંભળે? સુખીના બરાડા ચાલુ જ હતા. બારણું ખખડાવી શાંત રહેવા કહ્યું. અવાજો ચાલુ જ રહ્યા.

મકનશેઠનું મગજ આજ ચક્કરચક્કર ઘૂમતું હતું. કંટાળીને એમણે ઊઠીને એક લાકડી લીધી ને બારણું ખોલી અંદર ધસ્યા.

એકદમ વાયરો પડી જાય ને વહાણના શઢ શિથિલ થઈ જાય એમ સુખીનો જુસ્સો પડી ગયો. શાંત સ્થિર, હતી ત્યાં, ઊભી ને કાંપતે અવાજે બોલી, 'મને મારશો માં! મને એમણે પણ કદી મારી નથી.' એટલું બોલી લાકડીને પકડી લેવા હાથ એણે લંબાવ્યા. મકનશેઠના હાથમાં જતી એ પડી.

મકનશેઠની આંખમાંથી ગરમગરમ અશ્રુબિન્દુઓ ગળતાં હતાં. 'એમણે પણ મને મારી નથી !' એ શબ્દોથી એ ઓગળી ગયા. એકમેકની વ્યથા અધૂરી પૂરી સમજ્યા વગર બે જીવ માત્ર વેદનાની પરાકાષ્ઠાના અનુભવને સમયે એક થઈ ગયા.

પવનના એક ઝપાટાએ આવીને દ્વાર બંધ કરી દીધાં.—

*

થોડીવાર પછી ગવરીને રસોડાનું કામ ભળાવી, 'આવું છું' કરીને ચંચળ દીવો લઈ બહાર નીકળી. મનમાં તો એમ હતું કે થોડાક પૈસા ડૂબ્યાને પરિણામે પોતાના પુત્રને પેઢી પર લેવાનું માંડી વાળવામાં ન આવે એ માટે મકનશેઠની જોડે થોડી વાતચીત કરી લેવી. પણ દીવો લઇને બહાર આવી જુએ છે તો તેમનો પત્તો નથી. ક્યાંક ડૉકને મળવા ગયા હશે કરી પાછી જતી હતી. ત્યાં હાથમાંના દીવાનું તેજ પૂજાની ઓરડી ઉપર પડ્યું. જોયું તો ઓરડીને સાંકળ નથી. ત્યાં દરિયાવે રામજીની સ્થાપના પહેલાંના વખતમાં કરેલી. 'જય શ્રી રામચંદ્રજીકી' મોટેથી બોલી ચંચળ તે તરફ ગઈ ઓરડીની પાસે પહોંચવા જાય છે ત્યાં અંદરથી 'ઓ મરી ગઈ!' એવો અવાજ આવ્યો. દીવો ચંચળના હાથમાંથી નીચે પડ્યો. પોતાનું કોઠી જેવું શરીર માંડમાંડ એણે બે ડગલાં પાછું હટાવ્યું. પણ પછી અંધારું થતાં એક જાતની શાંતિ પ્રસરી ને ચંચળ હિંમત કરીને એકવાર તો દબતે પગલે જઇને ઓરડીના બારણાની સાંકળ દઇ આવી. આનંદથી બોલી, 'જય ! સીતા રામકી જય'

માંડ મોતના મુખમાંથી બચી હોય તેમ ચંચળ રસોડામાં જઇને ગવરી જોડે કામે વળગી. અને ગપાટામાં પોતાને લાગેલો ડર વીસરવા લાગી.

બંને જણાં ફરાળના ડબ્બા ભરે છે ને હાથમાં કંડિલ લઇને રતનચંપી આવી. 'કેમ એણે કાંઇ ખાધું પીધું આજ ?

'જઇને પૂછો તમે. અમને તો એ એટલામાં ઊભો જ ક્યાં રહેવા દે છે?' ચંચળે છણકો કર્યો. હજી એનું હૃદય સ્થિર નહોતું થયું.

રતનચંપી ઓરડો તરફ ગઈ એટલે પાછળ ચંચળે ઉમેર્યું: 'ભાઈના પૈસા ડૂબ્યા છે તેની વધામણી ખાવા આવી છે રાંડ. પણ મને જોઇને કરી એવી ચિચિયારી જો કરશે ને તો ત્યાં જ ફાટી પડવાની છે. હાશ! એમ થતું હોત તોયે ગામમાંથી કાશ જાત!'

પોતે ઉચ્ચારેલી શુભાશાઓથી ચંચળના મગજમાં આનંદની એક લહરી પસાર થઇ ગઇ.

એ જ વખતે રતનચંપી એક હાથમાં કંડિલ પકડી બીજાથી સાંકળ ખોલતી હતી.

ખોલીને એણે શું જોયું?

કોની આંખોના દીવા એની આંખ સામે ભટકાયા?

તરત જ એ પાછી ફરી ગઈ. બારણું ઉઘાડેલું તે બંધ કરવાનું યે એને સૂઝયું નહિ.

'કેમ, જશો?' ચંચળે રતનચંપીને તરત પાછી ફરતી જોઇ મલકાતાં પૂછ્યું.

'હા!' રતનચંપીએ ટૂંકોટચ જવાબ દીધો.

'નહિ બેસો?'

'ના.'

રતનચંપી ચાલી ગઈ.

ચંચળ હસી પડી. બોલી, 'જોયુંને? હું કહેતી'તી તેમ જ થયુંને? કેવી પૂંછડી પગમાં ઘાલીને ભાગી? એ તો એ જ લાગની છે.'

બોલીને ચંચળ ફરીથી હી હી કરીને હસી પડી. 'નક્કી આ રતનચંપી એની ચેલકીને પેલા માસ્તર જોડે ભગાડી મૂકશે.' ચંચળે ચુકાદો આપ્યો. સુખીને પોતે રતનચંપીની 'ચેલકી'નો ઇલ્કાબ આપ્યો એના આનંદમાં ફરીવાર હી હી કરીને એ હસી પડી.

બહાર ચંચળના ચાળા ન પાડતો હોય એમ પવન પણ છાપરા પર બેફામ હસતો હતો.

માત્ર, એ રાતે ધરતીએ એક ઊંડો નિસાસો નાખ્યો. તે તો કોઇ સાંભળનારે જ સાંભળ્યો હશે.

પૂજાની ઓરડીના જાળિયાના સળિયા પકડીને ગવરીનો રઘુ ટીંગાઇ રહે છે ને કાકી સાથે કદી કદી વાતે વળે છે. પહેલી માગણી તો એની એ છે કે 'કાકી, પેલી રામસીતાની છબી પરથી સાલ્લો લઈ લેને! મારે જોવાં છે.'

સુખી જવાબમાં કાંઇ જ કરતી નથી. એટલે એ અટળાઇને વારંવાર વીનવે છે: 'લઈ લેને!' 'લઇ લેને!' ત્યારે સુખી 'ઊંહું!' કરીને એટલું જ બોલે છે કે 'નહિ લઉં. બિચારાં ત્યારનાં એય રડે છે.'

'તે હું હસાડી દઉં ચપટી વગાડતાંમાં,' કહેતો ગવરીનો રઘુ એક હાથે ચપટી વગાડવા જાય છે ને જાળિયે લટકી પડે છે. સુખી બહાર હાથ આપી એને ટેકો દે છે. બાળકનો હાથ પંપાળતાં એનામાં નવી આશા અંકુરિત થાય છે.

એકવાર ગવરીના રઘુએ જાળિયે વળગીને પૂછ્યું: 'કાકી, કાકી, મંગુ મરી ગયો, ખરું?'

સુખી શું બોલે? આંખમાં આંસુ આવ્યાં એ જ.

'બોલને. મારે બીજું પણ પૂછવું છે તને. બોલને જલદી. મારે મોડું થાય છે. હું બહુ પછાડી પડી ગયો છું.'

સુખીને મંગુરઘુની રમત સાંભરે છે ને આંખમાંથી વધુ પાણી ટપકે છે. પણ આજે ગવરીના રઘુએ ચાલુ સવાલો પૂછ્યા કર્યા. કંટાળીને સુખી બોલી :

'જાય છે કે નહિ અહીંથી?'

ઊભી થઈને મારવા પણ ગઈ. પણ રઘુએ અંદર નાનકડો હાથ નાખી એના હાથને ઝાલી લીધો.

'મને કહેને કાકી, મંગુ મરી ગયો છે ને હું પછાડી પડી ગયો છું. એ કહેતો'તોસ કે હું પછાડી જ પડી જવાનો' મોઢું દયામણું કરી રઘુ કાલાવાલા કરવા લાગ્યો.

'કહેને કાકી, હું મરી જાઉં તો એને પકડી પડાશે ખરો?' ગવરીના રઘુને કોણ જાણે આજે શું થયું હતું?

સુખી 'તારે મરી ગયે કેમ ચાલશે? આ બધું પછી ખાશે કોણ?' એ શબ્દો મોઢેથી બોલવા જતી હતી પણ ત્યાં રઘુ વીનવવા લાગ્યો, 'ને હેં, પછાડી પડી જઈશ તો યે શું? મંગુ પુલમકાકાને કહેને તો એ મને નક્કી સામે શોધવા આવે, પછી બંદાને શી ફિકર છે?'

સુખીથી સહન ન થયું. ગવરીના રઘુના મોઢા ઉપર આનંદની દીપ્તિ ચમકતી હતી. અંજાઈને સુખીએ આંખ મીંચી દીધી. નીચે જમીન પર એ ઢગલો થઈ ગઈ.

થોડીવાર પછી પાછો ગવરીનો રઘુ ઊંચે જાળિયે લટકીને પૂછતો હતો :

'હેં કાકી, હું મરી જઉં તો સારું ને?'

'ના, ના, ગાંડા. એવું ન બોલીએ.'

'તે મને મરવા દેતાં તને શું થાય છે? જેને, બધાં છોકરાંને, હું મરી જાઉં તો, મજા પડશે.'

'એવું તે હોય, બેટા? એમ ન બોલીએ.'

સુખીએ ઉમળકાથી એને સમજાવવા પ્રયત્ન કર્યો.

'જેને મંગુ મરી ગયો તો છોકરાંને રસ ખાવા મળ્યો. મારા ભાઈબંધોને હુંયે કહું છું કે દોસ્તો, મજા કરજો! હું પણ મંગુની પેઠે તમને રસ ખવડાવીશ. હું પણ મરી જઈશ. નહિ તો તો મંગુ કહેતો'તો એમ પછાડી જ પડી જાઉં ને?'

સુખીથી સહન નથી થતું. ક્રૂર થઈને જાળિયેથી ગવરીના રઘુના હાથ છોડાવીને એને પેલી મેર નીચે હડસેલી મૂકે છે.

પોતાના ઉદરમાં કાંઈક સળવળવા માંડયું ત્યારથી સુખી ઘણી ધીરગંભીર થઈ છે. બૂમ બરાડા ને ચિચિયારીઓ બંધ થયાં છે. એને અંદરથી કારમી ચિચિયારીઓ સંભળાય છે. એ શાંત પાડવા પોતે રાતદિન મથે છે. ચંચળને સુખી હમણાં હમણાં શાંત અને સ્વસ્થ લાગે છે. પણ 'જોઈ, મને ફોસલાવવા ડાહી ડમરી થઈને બેઠી છે! પણ કને જાઉં એટલી વાર. ગળે ટૂંપો દે ત્યારે જ છોડે! ગાંડાનું ભલું પૂછવું.' એમ કરી એને કોઈ મળતું નથી. રતનચંપી અવારનવાર મળવા આવતી તેને પણ મળવા દેવામાં આવતી નથી. કોઈવાર પોતાની હાજરીમાં બે શબ્દ બોલવા દે તો યે ઘણું થઈ

ગયું ! સુખી શ્વાસેશ્વાસે મૃત્યુની રાહ જોતી હોય એમ ફાટી આંખે, કોઈ અંદર ડોકિયું કરે તો, જુએ છે.

મુંબઈ ગયા પછી એક મહિનો થયો ન થયો ત્યાં ચંચળનો મુદ્દામ જરૂરી કાગળ આવતાં કરીને મકનશેઠને ઘેર આવવું પડ્યું. મૂજાની ઓરડીમાં વસતા માણસ વિષે શક પડતી વાત છે એમ કાનમાં મકનશેઠને કહીને ભારે આત્મસંતોષપૂર્વક ચંચળ બોલી.:

'હું નહોતી કહેતી ? પેલા માસ્તરે જ ગોટાળો કર્યો અને પોતાની આગાહી સાચી નીકળવાના પરમ આનંદમાં હી હી કરીને હસી પડી.

મકનશેઠ પરમ ઉદારતાથી બોલ્યા: 'હશે! '

'હશે ?' ચંચળ એકાએક સળગી ઊઠી. 'હવે તો અવળે ગધાડે બેસાડી માથે ચૂનો લગાડી એ માસ્તરને ને બંનેને ગામ બહાર કાઢું ત્યારે જ મારું નામ ચંચળ.' શ્વાસ લઈને ફરી ચલાવ્યું, 'આ તો તારા આવવાની જ રાહ જોતી હતી. હવે જોઈ લે તારી બેનનો હાથ.'

મકનશેઠ ચંચળને શાંત કરી બોલ્યા, 'પણ તારે તારા બાપનું ઘર પણ ગધાડે ચડાવવું છે ?'

આ શબ્દોની બાપના ઘરની આબરૂના રખેવાળનો હોદ્દો સંભાળતી ચંચળ ઉપર ધારી અસર થઈ.

'ના, પણ, એ ત્રણ ટકાના માસ્તરડાને તો હું ફજેત કરવાની જ.' ચંચળથી આટલું બોલ્યા વગર તો ન જ રહેવાયું.

મકનશેઠે હાથના અભિનયથી 'ધીરી રહે, બેન, ધીરી રહે !' એવું મૂગાંમૂગાં કહ્યું.

'ના, પણ એમ ગનેગારને જતી કરે એ આ ચંચળ નહિ. હાં!'

'હશે!'

મકનશેઠની ઉદારતા પોતાને બિલકુલ પસંદ ન પડવા છતાં ચંચળને મનમાં તરત પૂરતું તો સમસમીને બેસી રહેવું પડ્યું.

થોડા મહિના પછી ફરીથી મકનશેઠ ઘરનું કાંઈ એકદમ જરૂરી કામ નીકળી આવતાં ઘેર આવ્યા છે. ઘણા વખતથી પૂજાની ઓરડી તરફ એમણે નજર સુદ્ધાં નાખી નથી. ચંચળ એ 'ગાંડી'ની સંભાળ લે છે. દીકરો મુંબઇ તો જવા પામ્યો નહિ. પણ ગાંધિયાટાની જૂની દુકાનનો માલિક થયો છે. એની ભલામણો દર ટપાલે આવતી રહે છે કે આ, દાદાના ઘરની સંભાળ રાખવી તમારે હાથ છે. મામી ગાંડી, બીજી મામી સાદીભોળી. મોટા ઘરના વટવહેવાર જાળવવા તે સહેલ છે?...એ તો પોતાના જેવા અનુભવી માણસથી જ થઈ શકે, એમ ચંચળ છડેચોક કહેતી.

પણ આજે નિશાળના મહેતાજીને મળવા આવતો જોઈ એની આંખ ફાંગી થઇ ગઇ. મકનશેઠે એને રસોડામાં જવાનો સહેજ કડકાઇથી 'હુકમ' કર્યો ન હોત તો ત્યાં જ રંગ મચી જાત.

'કેમ શેઠ સાહેબ, હમણાંના દેશમાં ઠીકઠીક રહેવાનું થાય છે, તો યે અમારી નિશાળનાં પગથિયાં પણ પાવન કરતા નથી?' હસતા હસતા મહેતાજી બોલ્યા.

હસવાનો અવાજ સાંભળી રસોડામાં ચંચળ આકુળવ્યાકુળ થઈ ગઈ. શું કરે? ભાઇ ખિજાય, નહિ તો હમણાં હાથ બતાવી દે! ચંચળને ભોંય પર કડછી પછાડીને જ એ પુણ્યપ્રકોપ દાબવવો પડ્યો.

'શેઠજી, તમે તો ઓછાબોલા, પણ અમારે તો કોરટોથી કામકાજ એટલે જીભનીજ નોકરી.'

ધીરેધીરે મહેતાજીએ વાત સુખી ગાંડી પર લાવી મૂકી.

'ત્યારે શેઠજી, એ બહેનની દાક્તરી તપાસ તો કરાવો. ગાંડાની હોસ્પિટલમાં બતાવી જુઓ તો ખરા.'

મકનશેઠે પોતાની સઘળી ધીરજ ભેગી કરીને સ્વસ્થતા જાળવી. 'હા. પણ ઇસ્પિતાલ તે ઇસ્પિતાલ ને ઘર તે ઘર.'

'ના, પણ ગાંડપણ હોય ને હોસ્પિટલમાં ખાતરી થયેથી રાખો તો લોકનું મોઢું તો બંધ. કોઇ તમારો વાંક તો ન કાઢી શકે કે આમથી પૂરી રાખી છે. ને હોસ્પિટલમાં તો ભલભલા લખેશરી પણ સગાં સંબંધીને મૂકી આવે છે.'

'શું કરે? પણ આપણો જીવ એવો ને!'

'ના, પણ. આ તો પાછા કોરટના મામલા. ગાંડપણ પુરવાર ન થાય તો વળી, ઓરડીમાં રાખો, પછી ભલેને સુખમાં તો યે, ગેરવર્તણૂક કર્યાનો આરોપ આવે. કોઇ નવરો બે પૈસાનો કાગળ નાખે એટલી વાર. કોરટ તે કોરટ.'

મકનશેઠનું મન હવે લાંબીવાર ધારણ પકડી રહી શકે એમ ન હતું. એમણે સૌ યુક્તિની એક યુક્તિ આ 'કોરટ'બાર પર અજમાવી. હસવા કરતા બોલ્યા:

'તો જુઓને, માસ્તર સાહેબ, તમેજ આટલું કામ ન કરો? ઇસ્પિતાલમાં જઇને જરી ખાતરી તો કરી આપો કે કેમ રાખે છે. અમારો જીવ માનતો નથી, પણ આ તો તમે કહો છો એટલે...ને ખરચ જે થાય તે કહી દેજો.' છેલ્લા શબ્દો સામાન્ય વાત હોય એમ કૃત્રિમ બેપરવાઇથી શેઠ બોલ્યા.

મહેતાજી લાકડીનો ટેકો લઇ ઊભા થતા બોલ્યા: 'કાંઇ ફિકર ન કરશો, એ તો ત્યાં રાખવાજેમ નહિ હોય તો હુંજ સામેથી

કહીશ કે ના, અહીં ઘેરજ સારું છે...પણ આ તો કારટોના મામલા જોયેલા એટલે કહ્યું કે લાવ જરી શેઠને કાને તો નાખું.'

થોડીવાર પછી ચંચળના હાથની ચા પી, બંડીના અંદરના ગજવામાં સો સોના પાંચ ટુકડા અને મોઢામાં સોપારી નાખીને મહેતાજી નીકળ્યા ત્યારે ચંચળથી ન રહેવાયું :

'ઉપરથી દખણા લઈ ગયો!! હેં!' ને હાથ મસળીને પ્રચંડ રૂપ કરીને બોલી, 'તે મારા હાથનીજ શી ખોટી હતી? આલવા દેવી'તી ને.'

*

એક વહેલી સવારે રતનચંપી એના જમાઈ સાથે પોતાની દીકરીની મરેલી બાળકી પર ધૂળ વાળી બાળક દાટવાની જગા તરફથી પાછી ફરતી હતી. છતાં એના પાલવમાં શું સંતાડેલું હતું એ અંધારામાં બરોબર સૂઝતું ન હતું.

એ છેડાના મકનશેઠના ઘર પડખે થઇને પસાર થાય છે ત્યાં એના આંગણામાંથી પ્રાણપોક સંભળાઈ.

'ચંચળનો જ અવાજ છે. ને હમણાં, જતાં તો, મૂઈ કળશ્યો લઇને સામી મળી'તી ઉકરડા કને!'

'કોણ? કોણ મરી ગયું?' જમાઇએ પૂછ્યું.

'બીજું કોણ? સુખીજ મરી ગઈ હશે.' રતનચંપી સહેજ હસી.

માંડ મોંસૂઝણું થયું હતું એટલે રતનચંપીની આંખમાંની આંસુની છાલક ન જોઈ શકવાથી કટાણે હસવાનું જમાઇએ કારણ પૂછ્યું.

'બિચારી છૂટી હોય તો સારું!' ગદ્‌ગદ કંઠે રતનચંપી બોલી. ને પછી સહેજ સ્વસ્થ થઇ કહ્યું :

'આ દુનિયામાં સુખી જેવું કોઈ દુઃખી નથી.'

# નીલમ

## ૧

વર્ષો પછી એ જ મકાનના પહેલા માળના એક ખંડમાં જીવનની નવી જ લીલા જેવા મળે છે. અમલ ચલાવવા જ ટેવાયેલી હોય એવી રૂપરાણી ત્યાં ઊભી છે. નવા નવા કોડથી એનું હૈયું છલકાય છે. સામે વર બેઠો છે. એના ગૌર મુખ ઉપર મૂછનો દોરો ફૂટતો આવે છે. ઘેરો ફાટેલો અવાજ એણે કિશોરાવસ્થાની વિદાય લીધાનું સૂચવે છે. રૂપરાણી સાંભળે છે ને મીટ માંડી રહે છે. આંખમાં અમરત માતાં નથી.

'ના, પણ તું હજાર બહાનાં કાઢને, હું તને લઈ ગયા વગર રહેવાનો નથી.'

'કેમ?'

'કેમ તે રાંધશે કોણ?' બોલીને પેલાએ હસવું ખાળવા પ્રયત્ન તો કર્યો પણ સફળ ન થયો.

'તે, એમ? મને ત્યાં રંધાવવા લઈ જવી છે? તો અહીં શી ખોટી છું?' એની ભમ્મરોની હીલચાલ હિમાલય જેવામાં એનો વર તે એને જુએ કે એના વેણુ મશગુલ સાંભળે?

'શું કહ્યું ?' પેલાએ સામે જોઇ રહીને જ પૂછયું.

'કંઇ નહિ.' કહી તે ઠસ્સામાં બહાર જતી હતી, પણ બારણું જાને પેલાએ રોકયું. હાથમાં હાથ લઇ એ એને હીંચકા પર લઇ આવ્યો. બંને બેઠાં.

હવા ખુશનુમા થઇ ગઇ.

ત્યાં કાંઇક ધબકારા જેવું સંભળાયું ને કોઈ આવ્યું ધારી વર ઊભો થઇ ગયો. કોઈ ન આવ્યું. માત્ર એને નસીબે ઠપકો આવ્યો:

'કેમ આ હિંમત પર મને મુંબઇ લઇ જવાનું કો'છો ?'

'એ તો તું જાતે જ જોઇને પારખું કરજે ને ? અત્યારથી શું ?'

'પણ અત્યારે તો આ જોઉં છું ને ?'

'ના, ના, મુંબઈની વાતો તો જુદી જ. ત્યાં કાંઈ અહીંના જેવા જંગલી રિવાજ નથી કે વહુનું મોઢું પણ આખા દિવસમાં વરને જોવા ન મળે.'

'આવી જંગલી વહુઓ પણ ત્યાં નહિ હોય ?' બોલીને ખડખડાટ હસી પડી. બત્રીસે બત્રીસ ગણી લો.

'હા, આ તું જ ફરી જવાની ને ?

'તો તો અહીંજ સારી છું. હમણાં તો તમે કહેતા'તા કે મારા જેવું રૂપ...શું તમો ય બધું મારે મોંએ જ કહેવરાવો છો?' એણે મોઢું બગાડયું. બોલી:

'ને ત્યાં આવું તો તો ફરીજ જાઉં ને ?'

'ઊલટી, તું જ પોતે થઇને કહીશ કે હું કહેતો'તો તો સાચું હતું.'

'સાચું કરવા માટે મારે મુંબાઇ લગી જવાની જરૂર કયાં છે તે ?' કટાક્ષ સાથે બોલી.

'તો ત્યારે હું તારી નિંદા શરુ કરું, એમ હોય તો. એમ કર્યેય તું આવે છે!'

'હા. હા. નિન્દા કરવાનું રાખો. મારે સાંભળવી છે. જોઉં, કેવીક નિન્દા કરો છો. એ ય આવડે છે કે નહિ એ તો જરી જોવા મળશે.'

શબ્દે શબ્દે નેત્રનાં નર્તન. બિચારો એક—મને સાંભળી પણ શકતો નથી. નિન્દા કરવી તો દૂર રહી. પણ બીજું જે કંઇ જીભે ચડી આવ્યું તે બોલ્યે ગયો:

'જો હું હવે કૉલેજમાં ગયો. ત્યાં તો મજા જ મજા. અઠ-વાડીઆમાં પાંચ દિવસ ભણવાનું ને દિવસમાં કેટલા કલાક, કહે જો? બે કે ત્રણ તો બહુ થઈ ગયા. બાકીનો વખત, કહે પછી, તું નહિ આવે તો હું શું કરું? આવશે તો ફરવા જઈશું. બગી-ચામાં ને દરિયા પર. સિનેમા જોવા જઇશું. બધાં બબ્બે ને બબ્બે ગોઠવાઈને બેસે છે ત્યાં અંગ્રેજી ફિલ્મમાં જઈશું.' સ્વાનુભવ પરથી પોતાને માટે કલ્પેલું સુખચિત્ર એણે રજુ કર્યું.

'આપણે ઘેર આવ્યા કે તરત તું કહેશે તો નીકળી પડીશું. હોટેલોમાં જઇશું. ને અજાણ્યાં બે જણ ભાગી નીકળ્યાં હોય એમ પેલી સાહેબશાહી મોટી મોટી હોટેલોમાં થોડુંક રહી આવીશું.'

'આવું આવું કેટલીવાર કરી આવ્યા છો મારા મેરબાન? તો પછી આ ભોળી ગામડાગામની છોડીને શીદને વળી ફસાવો છો?' લુચ્ચું હસીને એ બોલી.

હસતાં ગાલમાં ખાડા પડયા એ દૃશ્ય અસહ્ય હતું. પોતે જોયેલી અનેક અંગ્રેજી ફિલ્મોનું જ્ઞાન મનમાં તાજું કરી છેલ્લામાં છેલ્લી ઢબે એ ઝૂક્યો.

ડોક ફેરવીને જુએ છે તો બારણામાં સાક્ષાત ચંડીના અવતાર સમાં ફોઇબા. બંને ઊભાં થઇ ગયાં.

'અલી, તારા મામા આયા છે....અને મોટાંની રુજભારે શરમ રાખતાં તો શીખો.' ફોઈબાએ તાડૂકો કર્યો.

'નાનાં હોય ત્યાં દોડી ન આવવાનું પણ કોઈકે શીખવા જેવું છે.'

વહુએ બજુ મોઢું કરીને એકવાર તો કહી નાખ્યું. ને અનુમતિ માટે વર તરફ મોં કરે છે તો બંનેની આંખો એવી રીતે મળી કે આ શું કહી દીધું ?

ધમધમ પગ પછાડતાં ફોઇબા નીચે ચાલ્યાં ગયાં.

'નીલમ, તું પણ જા.'

નીલમ તે રઘુવીર-'ગવરીના રઘુ'-ની વહુ.

એક તો નાનપણમાં પરણવાનો રિવાજ ને ઉપરથી પાસે બે પૈસા. એટલે મકનશેઠનો રઘુ ઘોડિયામાંથી ઝડપાય એમાં આશ્ચર્ય ન હતું. પણ પૈસાની સાથે કેટલોક સુધારો નહિ તો પણ ચળકાટ તો આવે છે જ. 'હમણાં શી એવી ઉતાવળ છે ?' 'હજી ભણવા તો દો !' એવાં એવાં મોટાઓને પાલવે એવાં બહાનાં આગળ ધરી, દીકરાને એક કહેતાં એકવીસ કન્યાઓ મળી રહેશે એવી મનમાં પાકી ખાતરી હોવાથી મકનશેઠે છોકરાને જરી મોટો થવા દીધો હતો તો યે રઘુ એના નિશાળના સમોવડિયા કરતાં તો ઘણો આગળ જ હતો ! હજી મેટ્રિક થતાં પહેલાં જ એનાં લગ્ન થઈ ગયાં હતાં.

લગ્ન ભારે ધામધૂમથી થયાં હતાં. શેઠે પાસેના કસ્બામાંથી જ નહિ પણ મોટા શહેરમાંથી બેન્ડવાજું મંગાવ્યું હતું. ગામનાં છોકરાં એ ચારે દિવસ બેન્ડવાળાની પાછળ પાછળ જ ફર્યાં હશે. વાજાવાળાના એક સરખા રંગબેરંગી સફાઇદાર પહેરવેશ અને સાવ સોનાનાં દેખાતાં વાજાં તરફ એ મીટ માંડી રહેતાં. કોઈ કોઈ હિંમતી ઓ હિંમત કરી પેલા મોટા ઢમઢોલ પર ટપલી મારીને દંડૂકો ચાખ્યા વગર પાછો પણ ભાગી આવતો.

ગામલોક પણ વિવાહનો ઉત્સવ જોઈ છક થઈ ગયાં હતાં. તેમાં સાચા સોનાનાં સાત સાત બટનના ડગલાવાળા વેપારીઓ જ કેટલા બધા આવેલા તે! 'એક ગવરીની જ ખોટ રહી ગઈ! બાકી તો દિલ્હીની બાદશાહી છે નરી.' કોઇ કોઈ બોલતું. લોકો દિઙ્મૂઢ થઈ દરિયાવના છોકરાનું ભાયગ જોઈ રહેતા. અને એ અકળામણની લાગણીમાંથી કાંઈક રાહત એમને મળી તે તો માતાજી તરફના વહેલામાં એકાદ મહેમાનની મોટર ખોટકાઇ ગઇ અને ગામડાગામના સાધારણ ગાલ્લાની પેઠે એને બે બળદ જોડીને ગામમાં ખેંચી લાવવી પડી એ દશ્ય જોવા મળ્યું ત્યારે જ.

લગ્ન પછી વહુ કાંઇ બહુ મોટી નહોતી તે તરત આણું કરવું પડે. પણ માબાપને ય એમ કે છો દીકરી આપણા ઘરની ઘેંશ-રાબમાંથી છૂટતી ને એનું ભર્યું ભર્યું ઘર સંભાળતી. મકનશેઠને ચંચળ તરફથી પણ ભારે આગ્રહ હતો. ગામડાનો મહેતાજી, આસી-સ્ટન્ટ માસ્તર માટે ખાતાના ઉપરી અમલદાર સાથે જુસ્સાથી લખાપટી કરે એમ ચંચળે પણ કર્યું હતું. મકનશેઠને હતું કે પત્નીના અવસાન પછી મુંબઇના ઘરનું ઠેકાણું જ પડયું નથી તો કોઇ આવે તો ઘર કાંઇ ઢંગમાં આવે. રઘુને તકાદો કરવા સમય જ ન આવ્યો.

નીલમ સાસરે આવી. પહેલે જ દિવસે રઘુએ સહેજ સગવડ મળતાં પોતાના ભાવિ કાર્યક્રમો તેની આગળ રજુ કરવા માંડયા.

વચ્ચે આડવાતમાં પણ કહી લેવાની જરૂર છે ખરી કે નીલમ એ રઘુએ મુંબઇથી લાવીને વહુને ભેટ કરેલું ખાનગી નામ ન હતું. વહુનું ખરેખરું નામ જ એ હતું. ગામડાગામની અબૂઝ વસ્તીમાં આવું નામ હોવું એ ગામડાના કલ્લાંકાંબી ફૂટી ખાનાર સોનીના ડાગડામાં જવેરાતની આશા રાખવા જેવું ગણાય. પણ બાળકી અવતરી ને પડોશના એક ડોસાએ વધામણી સાંભળીને દીકરીના બાપને જાગીર આપતા હોય એવી છટાથી કહ્યું હતું, ' આનું નામ હું તને આપીશ હોં. મેં ખાસ ખાનગી રાખી મેલેલું છે.' બાપ એ પાડોશના ડોસાને કયાં નહોતો ઓળખતો ? છગા ડોસાનું સહેજ ચસકેલ જ ગણાતું. નાનપણમાં એણે વરસો સુધી દાણીગીરી કરેલી ને પાછલાં વરસ માસ્તર પણ થયેલો. દાણીગીરનાં વરસોનાં એનાં પરાક્રમોની કથાથી ગામનું કોણ અજાણ હતું ? પરિણામે એને કોઇએ કન્યા ન આપી તે ન જ આપી. એકલા જીવને બેઠા બેઠા ખાવા જેટલું છગા ડોસા પાસે હતું. સરકાર તો છગા ડોસા જેવા અનુભવી મહેતાજીને છોડવા માટે રાજી હોય જ કયાંથી, છતાં પોતે થઇને નીકળી ગયા હતા ! ' પેન્છન ઉપર છું !' એમ એ કહેતા. 'સરકાર કેટલું આપે છે?' એમ કોઈ પૂછે તો ડંગોળી લઇને ક્રોધથી કહેતા ' મારી સસરી ! મને કંઈ છોડું જ નહિ. તે પેન્છન એને ઘેર રહ્યું. મને રજા ન આપે તો પેન્છન કયાંથી ખાઉં ? તે આ છગો ડોસો જ મને પેન્છન આપે એવો નથી કે ? ' લોકો ભરજોબનની ઉજ્જવળ કારકિર્દી વાળા રસિક છગાની બુઢાપામાં ચસકેલ હાલત જોઈ રમૂજ કરતાં કરતાં પણ સહેજ ખેદ પામતા. એ છગા ડોસા 'પેન્છન'નાં વરસોમાં, પાછલા વખતમાં ભેગાં કરેલાં પુસ્તકો વાંચ્યા કરતા. તેમાં કોઈ કોઈવાર રસિક ટોળી ભેગી થાય તો તેની આગળ

પણ વાંચી બતાવતા. 'રત્નગઢની રંભા'ના બંને ભાગ એમની પાસે સાંભળવા મળ્યા હોય એવા કેટલાય જુવાનિયા હશે. "પેલું ટાયડું મારી આગળ ડંફાસ કરવા આવ્યું કે 'સરસ્વતંચંદ્ર'ના ચારે ચાર ભાગ એની પાસે છે. મેં કહ્યું કે મારી પાસે તો આઠે આઠ છે. તો એ ગધેડો સામેથી પૂછે છે, 'સરસ્વતીચંદ્ર'ના? મેં સંભળાવી દીધું કે એવા બાવાબાવીના નહિ, પણ 'નીલમ અને માણેક'ના. આવા શબ્દો એમની પાસેથી ઘણીવાર સાંભળવા મળતા. 'નીલમ અને માણેક'ના સાત ભાગ એમણે પોતાની મંડળીમાં વાંચ્યા હતા. 'આઠમો ભાગ વાંચી આવો, કોઈની પાસે હોય તો! રખડી રખડી ને થાકો ત્યારે આ છગા ડોસાને સંભારજો!' પોતાની અનેક આવી વિશિષ્ટતાઓ આગળ ધરી 'પેન્છન'ની જિન્દગી પૂરી કરતા આ અવિવાહિતની ગામડ ગામમાં પંડિત તરીકેની પ્રતિષ્ઠા પણ જેવી તેવી ન હતી. તેથી એણે નામ આપવાનું કહ્યું ત્યારે દીકરીના બાપને પોતાની ખુશામત થતી લાગી. 'જો, ખાસ મેં ઘર માટે નામ સાચવી રાખ્યું હતું. કોઈને આપ્યું નથી. નીલમ નામ પાડજે. મારે તો હવે આશા નથી. એટલે તને આપું છું.'

છગા ડોસાની 'આશા' વિષે દિલસોજી બતાવ્યા વગર જ ભોળા બાપે કહ્યું 'હા આપણે નહિ તો આપણા પાડોશીને હજો.' છોકરીનું નામ ખરેખર નીલમ પડયું.

પણ છોકરી એથી પણ અવ્વલ દરજ્જાનું નામ માગી લે એવી હતી. મોટી થતી આવી તેમ એની બોલચાલ, ઠસ્સો, રૂપ, બધું જોઈને સૌએ મનમાં ગાંઠ વાળી દીધી કે 'મકન શેઠના રઘલા જોડે આનું જ થવાનું.'

થયું પણ એમ જ. પૈસો હોય ત્યાં સૌન્દર્ય દોડ્યું દોડ્યું જાય છે.

રઘુવીર માટે જીવનનો આ એક અત્યંત મહત્ત્વનો ભાગ હતો. 'ગવરીના રઘુ' તરીકે એ સુખીની સાથે હળી ગયેલો તે પછી એના જીવનમાં આ એક બીજી સ્ત્રી પ્રવેશ કરતી હતી. નાનપણમાં સુખીએ જ એને રમાડયો છે, લડાવ્યો છે. સુખીના મંગુ જોડે રમતો રમતો એ મોટો થયો હતો. ગવરી પોતાની મા છે, એમ સુખીના જીવતાં તો એને કદી લાગ્યું જ નથી. ચંચળના દેખતાં દીકરાને રમાડવા ગવરીની હિંમત જ ન ચાલતી. ચંચળની ધાકથી રઘુ પણ સુખી તરફ વધારે વળતો. સુખીના મૃત્યુ પછી વરસેકમાં મા મરી ગઈ તે પછી રઘુવીરના મનમાં કોઈની મૂર્તિ બંધાઈ હોય તો તે સુખીની જ. આજે કોઈ બીજી મૂર્તિ સ્ત્રી રૂપે મન સમક્ષ ઉપસ્થિત થઈ છે. પેલી સ્ત્રી એના અજાગ્રત માનસમાં શમી ગઈ છે અને કોઈ કોઈ વાર–અરે ઘણી વાર જાગ્રતમાં તરી આવે છે. ને આ? જાગ્રત માનસમાં એ રમી રહી છે ને અજાગ્રતમાં ઊંડે ઊંડે ઊતરી જાય છે. પેલી પ્રાણની કળીને પોષનાર ને રક્ષનાર માંગલ્યભરી માતા હતી. આ કળીને કુસુમ બનવા પ્રેરતી. પ્રાણની સૌરભોને આમંત્રતી સ્નેહભરી પ્રિયતમા છે. રઘુવીર મુગ્ધ હૃદયે આત્માને આંગણે એનું આગમન વધાવી લે છે.

આત્મામાં તરવરતાં ચિત્રો હૃદયની સપાટી વટાવી લગભગ ચક્ષુઓ સામે તરવરી રહે છે. સુખીની મૂર્તિ કૃશ, સુડોળ, ગૌરાંગ. પડખે આંગળીએ વળગેલો નાચતો કૂદતો, ગેલ કરતો, ગાતો, માતો બાળક–'ગવરીનો રઘુ' નીલમની રૂપપ્રતિમા, ભર્યા અવયવે, નમણી ને ભીનેવાન. પડખે તાજી યુવાનીના આનંદમાં મસ્ત યુવક–રઘુવીર.

ગવરીનો રઘુ આસ્તે આસ્તે સુખીનો મમતાપાલવ છોડી સ્નેહમયી નીલમનો રઘુવીર બને છે. સુખી એને સર્વ મંગલોની

અધિષ્ટાત્રી દેવી જેવી લાગે છે. નીલમ સૌન્દર્યસ્વર્ગની અપ્સરા. સુખી પરમ વેદનાના વિષઘુંટડા અબોલે ગળી જતી સાક્ષાત્ કરુણા ભાસે છે. ને નીલમ? વાંકડી ભમ્મરનાં મોજાંથી દુઃખને દસ કોશ દૂર હડસેલતી જાણે વિલાસવાટિકા. સુખી હસવા જતાં પણ પાંપણને પડદે અશ્રુબિંદુ છુપાવતી છાયામૂર્તિ. જ્યારે નીલમ, રડવા જાય તો પણ આંસુને અનોખું, વરસાદનાં બિંદુઓને સૂરજ ઊઘડતાં મળે છે એવું, લાવણ્ય અર્પતી સ્મિતની પ્રકાશવર્ષા.

રઘુવીર સ્વપ્નોના ઘેનમાં ને ઘેનમાં થોડીવારમાં જ નીલમમય થઈ જાય છે.

નીલમ, અલબત્ત, રઘુમય છે. પણ તે માત્ર સ્વપ્નોમાં રમનારી નથી. વાસ્તવ જગતનો એને સારો સ્પર્શ છે. કંગાલ ઘરનું જણતર. 'દીકરી લડાવી ને ખીચડી હલાવી' બંને બગડે, એમ માનનારી માતાના ધક્કાધૂંબામાંથી બાપે 'સાતમી હવેલીએ ઊભીઊભી તારી દાઢડી જોશે ને નીચે ય નહિ ઊતરે આમ કરીશ તો' એમ ટોણાંમેણાં મારીને માંડમાંડ બચાવેલી. જલદી જલદી છૂટીને ક્યારે વરઘર ભેગી થઈ જાઉં એ જ એની એક પ્રબળ કામના. અને તે છેવટે પૂરી થઈ હતી. પોતામાં રૂપ છે એના સતત ભાનથી પ્રગટતી આત્મશ્રદ્ધાથી એ રઘુવીરની સાથે ગમે તે વાત ઉપર પણ ટપાટપી કરવા તૈયાર થઈ જતી. એના પોતાના ઉપર એને પૂરો કાબુ હતો. ડર હતો માત્ર રઘુવીરના ચિત્ત પર કાબુ મળશે કે કેમ એ બાબતનો. સરખી સહિયરોની મહિનાના મહિના સુધી, 'ચંચળનો ટાંટિયો એકવાર કાઢી નાખજે,' એ વગર માગ્યે મળેલી સલાહ શ્વાસેશ્વાસે એના ચિત્તમાં તાજી થતી. "તારો વર 'ફોઈ–વડિયો' કે 'બાપડિયો' ન થઈ જાય એટલું જોજે. તો જગ જીતી!" બેનપણીના શબ્દો એના કાનમાં ગાજતા પરિણામે ચંચળ સાથે પહેલી જ તક મળતાં એણે ધડાકો કરી દીધો.

રઘુવીરને મનમાં ઘણું લાગતું હતું કે કોઈને પારાવાર ખોટું લાગશે. એનો જીવ જ પોચો ને તેમાં વળી વહુને લીધે જ આવો પ્રસંગ બની ગયો. હીંચકા પર બેઠાં બેઠાં પગની આછી ઠેસથી હીંચકતાં હીંચકતાં એને ઘણા વિચારો આવ્યા. એમાંથી બધા તો એને પોતાને પણ યાદ રહ્યા નહિ હોય. પણ જે ચિત્તમાં દૃઢ અંકોરા રૂપે અંકાઇ ગયા તે એ કે 'હવે તો હું મારા એકલા માટે જ નહિ પણ નીલમ માટે ય તે જવાબદાર છું.' નીલમને બચાવ કરવો પડે એવી સ્થિતિ જ મારે શા માટે રહેવા દેવી જોઇએ ? મારે જ બચાવ કરવો જોઇએ. ના. પણ હું આમ ખરેખર પાછળ જ રહી જવાનો. નીલમે ટપ દેતોકને જવાબ પરબારો દીધો ને હું મોઢું વકાસતો ને મગજ ખોતરતો ઊભો જ રહ્યો !...નાનપણમાં મંગુ પછાડી મૂકી દેતો. અત્યારે આ. મારે હવે નીલમની ખાતર પણ હંમેશાં મોખરે રહેવું જોઇએ. હવે મારે સમજવું જોઇએ. હવે કાંઈ નાનો નથી ? એમ કરીને એ છાતી આગળ લાવી ટટાર થયો. એક છલંગે ઊભો થઈ ગયો ચપળ ડગલે બારી આગળ જઈ ઊભો. સામે પીંપળાનાં પલપલાટ કરતાં પાંદડાં વચ્ચે કોયલ ટહુકી. મગજમાં કોલાહલ મચાવતા વિચારો વચ્ચે નીલમની જાણે સ્મૃતિ.

રાતે એ જ ખંડમાં ફરી નીલમ મળી ત્યારે પોતાના નિર્ણયને કારણે સ્નેહ અને સૌન્દર્યનો પોતે અધિકારી બન્યો હોય એ રીતે એણે નીલમની સામે જોયું.

દક્ષિણની બારી ખુલ્લી હતી. સારો દિવસ તપેલા લીંબડાની મધુર કડવાશભરી સુગંધ વાયુની લહરી સાથે આવતી હતી. આ દેશમાં કવિઓએ ભલે વસંતનું માન વધારી મૂકયું હોય. પણ આ ભૂમિની ખરી ઋતુ તો ગ્રીષ્મ જ છે. જેની પાસે ફૂલ હોય તેવાં ઝાડ, છોડ અને વેલ ફૂલની ભેટ ધરે છે. બીજી વનસ્પતિઓ રાતે

પોતાના સુગંધિત રસો ઝરે છે. વાતાવરણ ચારે મેરથી મહેકી ઊઠે છે.

અરણિનાં ફૂલના પરિમલભારથી લચકાતી એક લહરી આ નવયુગલના સ્વપ્નો આગળ આવતી ઢળી પડી. કુલગુરુ જેવો પડખેનો વિશાળ પીંપળો એની લખલખ જીભથી કાંઈક ગણગણી રહ્યો. નીલમ અરધીક જાગીને બોલી, 'મને એ ટાઢીની બીક લાગે છે. એની પાસે મને ન મૂકશો.' ટાઢી એટલે બીજું કોણ? ચંચળ. અને હાથમાં રઘુવીરનો હાથ લઈ બોલી,

'મૂકશો?' રઘુવીર જાગી ગયો.

'મને એની પાસે ન રાખશો! રાખશો?'

'ના'

'જો જો હોં!'

નીલમે રઘુનો હાથ બીજા હાથથી ઉપાડી એ વચન આપતો હોય એમ પોતના હાથ પર મૂકયો.

'મને એની બીક લાગે છે!'

ગર્વીલી નીલમનો પોતે રક્ષણ કરનાર છે એ ભાને રઘુવીરને ઊંડા સંતોષ થયો.

દૂરના વહેળા કાંઠેનાં કરમદીનાં જાળાંની મીઠી મધ સુવાસ પીપીને માતેલી પવનની લહેર આ બારી આગળ લહેકી ગઇ ને મદિલી પાંપણો પર સ્વપ્નાં સીંચી ગઈ.

પાછલી રાતે રઘુવીરે અદઊંઘમાં શું સાંભળ્યું?

ગામપુરોહિત સમા પીંપળાની જીભના પલપલાટને દબાવી દેતું કોણ બોલ્યું? અવાજને આંદોલને આંદોલને આકાશ આખાના

ચીરા લીરા કરી દેતું ઘૂવડ ? એણે પત્ની તરફ અંધારામાં દૃષ્ટિ કરી ને મનને ખાતરી થઈ. ના, ના. એ તો સાંજવાળી કોયલ બોલી કોયલ.

ફરી સ્નેહ, આશા, ઊંઘ અને સ્વપ્નોનું સામ્રાજ્ય જામ્યું.

## ૨

મુંબઈમાં રઘુવીર નીલમને સુખ આપવામાં કમીના રાખતો નથી. નીલમ ગામડા ગામની છે એનો અસંતોષ કે સંકોચ બંનેમાંથી કોઈને નથી. હૃદયથી જ નથી. જો કે બીજી રીતે પણ હોવાને કારણ નથી. રઘુવીરે પોતે અવકાશના કલાકોના કલાકો નીલમને પહેરવેશનું શિક્ષણ આપવામાં ગાળ્યા છે. ખરી વાત તો એ હતી કે ગમે તે ચીજ ગમે તે રીતે રાખેલી પણ નીલમના દેહને લીધે દીપી ઊઠતી. નીલમની ભભકથી કોઈ પણ અજાણ્યું માણસ જોતાં વેંત અંજાઈ જતું. એની આંખોમાં સૌન્દર્યભાનને લીધે જે અખૂટ આત્મશ્રદ્ધા હતી એ જ મોટી વસ્તુ તો હતી. એને મુકાબલે રઘુવીર તો એના પાળેલા પ્રાણી જેવો લાગતો. પાછળ પાછળ ફરવું ને એ સુખી છે એની ખાતરી રાખવી એ એનું કર્ત્તવ્ય. રઘુવીરને એથી વધારે મોટી મહત્ત્વાકાંક્ષા ન હતી.

શરુઆતમાં નીલમને જ ઘરકામનો બોજો સોંપવામાં આવ્યો હતો, અથવા કહો કે ઉપાડવો જ પડે એવી વસ્તુસ્થિતિ ગોઠવાયેલી હતી. આવતાં જ નોકર સાથે વાતચીત કરતાં તરત ખબર પડી ગઈ કે રસોયાને આ લોકોના આવવાની વધાઈ સાંભળતાં જ કમી કરવામાં આવ્યો હતો. 'બાઈસાબ, મલા કાય માહિતી નાઈ, મા'રાજને કુઠે ઠેવલા તો.' ફલાણી વસ્તુ ક્યાં છે એના ઉત્તરમાં

રસોઆનો હવાલો આપી નોકરે આડકતરી રીતે, તેના ગયાની ખબર આપી નીલમે પોતે કામ સંભાળ્યું. થોડા દિવસ ઠીક ઠીક ચાલ્યું પણ ખરું.

પણ રઘુવીર મનમાં અકળાતો. મેટ્રિકમાં પસાર થતાં કોલેજમાં જવા માટે એ ભાગ્યશાળી થયો હતો. સવારે ઊઠીને તરત જાણે ભણીને પોપટ થઇ જવાનો ન હોય એમ વહેલો વહેલો કોલેજ જવા માટે જમવાની તૈયારી કરતો. ને ઉપરથી 'મારી ટાઇ ક્યાં છે?' 'ખમીસનાં બટન?' એવી પ્રશ્નપરંપરા તો ચાલુ હોય જ.

નીલમને મન આવા કામને પહોંચી વળવું એમાં મોટી વાત હતી જ નહિ. એ શરુઆતના દિવસોમાં એણે આ જીવનની નવીનતાથી પણ હોંશેહોંશે બધું કામ કર્યે રાખ્યું. પણ ધીરેધીરે એના ખભા પર જવાબદારીઓનો બોજો ઘણો જ વધી ગયો. સસરાજી બપોરે મોડેથી જમવા આવે છે. તેમને બધું જ ગરમાગરમ જોઇએ. રઘુવીરની બેનોમાંથી મંજુ જેને મા વરસેકની મૂકીને મરી ગએલી એ એક જીવે છે. તેની પણ સંભાળ રાખવી જોઇએ. સંભાળમાં બીજું તો શું પણ એ નિશાળે જાય ત્યારે સમયસર એને તૈયાર કરી, માથું ઓળી આપવું, વગેરે. પણ આ છોકરી નિલમને પહેલી નજરે જ ગમી ગઈ હતી. એટલે એની સાથેનો સમય તો બધો આનંદમાં જ જતો. કાંઇક કામ કરવા જોગ પણ થઇ હતી એટલે બે ટાંપાં પણ ભાભી બદલે ખાઈ આવતી.

એક સાંજે 'ભાઇસાહેબ' (રઘુવીરને એ નામથી એના બાપા બોલાવતા) ફરીને આવ્યા છે ને ઝટપટ જમવાનું પતાવીને સિનેમામાં જવા ચાહે છે. નિલમે ખાવાનું પીરસી દીધું. બરોબર જમાડ્યો પણ ખરો. જમીને કપડાં પહેરતાં રઘુવીરના હુકમ પછી હુકમ છૂટવા લાગ્યા:

'ધોબી કપડાં નથી આપી ગયો ?' 'મારાં કોલર ક્યાં ?' પૂરી તળતાં તળતાં કઢાઇ નીચે ઉતારી નીલમ ત્યાં ગઈ. થોડીવારમાં એના સસરા જમવા આવ્યા. જુએ છે તો મંજુ પૂરી તળતી હતી.

'કેમ નીલમ ક્યાં ગઈ ?'

'ભાઇનાં કપડાં શોધી આપે છે.'

'કેમ અત્યારે કપડાં ?'

'સિનેમામાં જતા હશે.'

બાપા જે પૂછે તેનો સરળ ભાવે મંજુ જવાબ આપતી જતી હતી ને પીરસતી હતી. થોડોક વખત થયો છતાં નીલમ ન આવી. એને રઘુવીર કપડાં શોધવાની મુશ્કેલીથી જ બોલાવતો એવું ઓછું હતું ? પરણ્યા પહેલાં એ મુશ્કેલી લગભગ ગેરહાજર જેવી હતી તે આ દિવસોમાં જ કેમ જાગી આવી હશે ? ને એને પછી સામા માણસની જવાબદારીઓની કલ્પના પણ આવે ખરી ? છેવટે એ ગયો ત્યારે નીલમ રસોડા તરફ જઇ શકી. આવતાં આવતાં બાપદીકરી વચ્ચે થતી વાત થોડી સાંભળી, 'લાવ, મૂક બે પૂરી. કેવી સરસ વણી છે ? એક છેડો જાય છે આપણા ગામ ભણી ને બીજો જાય છે રાજાબાઇ ટાવર ભણી.'

સાંભળીને મંજુ છોભીલી પડી ગઈ. પણ એના બાપા તો ખડખડાટ હસી રહ્યા હતા.

'તે રસોયા જેવી અમને ક્યાંથી આવડે ?'

'તારી ભાભી છે ને ? શીખી લેતી હોય તો ?'

'ભાભી મને શું શીખવાડતી હતી ? હું જ એને મારા જેવી શીખવી ન દઉં તો મારું નામ મંજુ નહિ.' ખિજાઈને મંજુ બોલી.

'વાહ, તું તો બહુ બોલકી ! ! કોઇ રસોયો જોઇને જ તને પરણાવવી પડશે નહિ તો બિચારો ખાશે શું ?'

ફરી ડોસા ખડખડ હસી પડયા.

વચ્ચે એક દાંત પડી ગયો હતો, એટલે એ હસે ત્યારે સહેજ વિચિત્ર દેખાવ થતો. તમને સામેથી હસવું આવે. પણ ડોસા દાંત નવો નંખાવવાની વિરુદ્ધ હતા. 'એ ભ્રષ્ટવેડા હવે મારે મસાણમાં આવી પહોંચેલાને શા માટે જોઇએ ?'

ડોસાના ગયા પછી નીલમ મંજુને ચીડવતી હતી. અલબત્ત, વર બાબત જ તો ? નાની મંજુએ સામેથી પરખાવ્યું, "રઘુભાઇને આ રસોયણ મળી છે એવો જો રસોયો મેળવી આપશો તો શા માટે નહિ ચાલે ?'

પણ તે દિવસ પછીથી મંજુનો રસોડામાંથી પગ ગયો. ઘણું ખરું બાપાજીની જોડે જ જવા આવતી. એમની ઇચ્છા તો એ જ હતી કે ભાભી રાંધનારી છતાં મંજુને આજથી શા માટે આ હાયવોય હોય ?

પણ નીલમે જોયું કે એના પોતાના હક્ક માટે પોતેજ કાંક કરવું જોઇએ. નહિ તો પોતે ઘરકામ નીચે દટાઈ જશે. એણે બીજી બધી સ્ત્રીઓ કરે છે તેમ જે બે કલાક ઊંઘમાંથી ચોરીને વર સાથે મળે તેમાં અશ્રુપ્રવાહને લાવીને વર મારફત કામ કરાવવાનો રસ્તો ન લીધો. પણ વરને ઊલટું કોલેજ જવા માટે ઉતાવળ કરવાનું સૂચવ્યું. ચાર દિવસમાં તો હોહા થઈ ગઈ. જેમ જેમ રઘુવીર ઉતાવળ કરે તેમ તેમ નીલમ સાવ ઠંડીહિમ થઇને કામ કરે. બિચારી મંજુ વચ્ચે ઠીકઠાક કરવા આવે તો પણ કાંઈ ઠેકાણું પડે નહિ.

એક દિવસ બપોરે પણ 'વેળ આહે' (વારછે) એવો નોકરનો સંદેશો મળ્યો. જમવા બેઠા ત્યાં આજે જાણે એમની જન્મગાંઠ ન હોય ને બધાં સાથે જમવા માટે રાહ જોઇને બેસી રહ્યાં હોય એમ એક બાજુથી મંજુ તો બીજી તરફથી રઘુવીર જમવા માટે આવ્યાં.

'કેમ કૉલેજમાં નથી ગયો?' પિતાશ્રી શિસ્તના જબરા પક્ષપાતી હતા, સ્વભાવે જ એ નક્કી થયેલા કાર્યક્રમમાં કશો વિક્ષેપ સહન ન કરી શકે એવા. એટલે હાથ ધોતાં ધોતાં જ એમનાથી પ્રશ્ન પૂછાઇ ગયો.

'ના, મોડું થઈ ગયું.' મુદ્દા પર આવવાનો ધોરી માર્ગ પકડવાના ખ્યાલથી રઘુવીર બોલ્યો. પણ 'મોડા'નું કારણ ડોસા પૂછે ત્યારે રસોઇની મુશ્કેલીની વાત પોતે આગળ ધરી શકે ને?

'તો આમ મોડું વહેલું કરે તે કરતાં તો દુકાને આવતો જા. હવે કાંઈ નાનો નથી. શીખીશ તો તારી પોતાની જ દુકાન છે.' ડોસાએ કહ્યું ધામેશથી, પણ રઘુનાં હાંજા ગગડી ગયાં. એ સારી રીતે જાણતો હતો કે પિતાશ્રીના મોંમાંથી જે શબ્દો નીકળ્યા તે પાછા ઠેલવા મુશ્કેલ છે. કદાચ પોતાને દુકાને જ જોતરાઇ જવું પડે. એ ભયમાં ને ભયમાં એણે હિંમત કરીને કહી દીધું:

'રસોઇનું મોડું થાય છે એટલે. નહિ તો પહેલાં ક્યાં એવું થતું હતું?'

'હા, બાપુ. ને રઘુભાઇને દુકાને લઇ જશો એટલે એમને તો મજા. ભણવાની લપ ગઇ. મને પણ દુકાને લઈ જવી પડશે હો! મોડા મોડા મારે નિશાળે જવું જ નથી ને!'

મંજુએ બાપને અશક્ય વાત સૂચવી મૂળ મુશ્કેલી તરફ તેમનું ધ્યાન દોર્યું. ડોસાએ આ કાવતરા આગળ ઘણી યુક્તિ તો લડાવી જોઈ પણ છેવટે એમને નમતું આપવું પડ્યું.

થોડાક દિવસમાં જ નીલમે આ રીતે પોતાના વ્યક્તિત્વને ઘરમાં ઠસાવી દીધું. આ મુશ્કેલી તો અનેકમાંની એક હતી. પણ એક મોરચા પર તમે તમારા આત્મબળનો પરચો આપો તો બીજે બધે મોરચેથી મુરબ્બીવટ પાછી હટી જાય છે. નીલમને મોકળાશનું વાતાવરણ મળ્યું. મોકળાશનો સારા કામમાં કેમ ઉપયોગ કરવો

એની તો એના સ્વપ્નશોખીન વર પાસે યોજનાઓની યોજનાઓ પડી છે.

'પેલાઓ ગમે તે સાથે ભણનારીને લઈને ફરવા નીકળી પડે છે તો આ તો રીતસરની પરણેલી છે!' કહેતો પોતાની પાસે નીલમને બેસાડી મોટર હંકારી મૂકે છે. આજ તો વરલી, કાલે જુહૂ. એક સાંજે ઘોડબંદર, તો એક આખી રજા વિહાર સરોવર પર. રઘુવીર એટલો બધો સમય એને આપે છે કે ભાગ્યેજ એવો કોઈ એના મનમાં વિષય હોય (કોલેજના ભણતરના વિષયો બાદ કરતાં) જેને વિષે નીલમ પણ બે શબ્દ કહી શકે નહિ. રઘુવીરને સ્વર્ગની કલ્પના પણ કરતી રહેતી નહિ. નીલમનું સાન્નિધ્ય તે જ એ.

વચ્ચે થોડીક હિંમત રઘુને બતાવવી પડી હતી. બપોરે પિતાશ્રી જમવા આવે ત્યારે રસોયો આવીને 'બેન!' 'બેન!'ના બૂમાટા પાડતો. 'બેન! બાપુજી આવ્યા છે!' એમ એક રજાને દિવસે અરધી ઊંઘમાં રઘુએ સાંભળ્યું ને એનો મિજાજ ગયો. બપોરના આરામના સમયમાં બે ઘડી જપવા યે દેતો નથી એમ વિચારી સુણાવી દીધું: 'તે, બેન નહિ હોય તો પાછા જતા રહેશે?' તે દિવસથી એણે, પોતે કોલેજમાં હોય એટલો સમય, નીલમને સ્ત્રીઓની કોઈ સંસ્થામાં મોકલવા વ્યવસ્થા કરી.

ડોસા એકલા જમવા બેઠા. આજલગી રસોયો હોવા છતાં યે પીરસવા કરવામાં ઘરની માલિક ધ્યાન આપતી. ડોસાને સૂનું જીવન વધુ સૂનું ભાસ્યું. સગાંસાગવાં સ્વાર્થનાં સગાં લાગ્યાં. પોતાની પાસે બે પૈસા છે તો વળી કોઈ વાત પણ કરે છે. ન હોય તો સામું યે ન જુએ? એવા એવા વિચાર જે દરેક માણસને જિન્દગીમાં કોઈને કોઈ સમયે અચૂક આવે જ છે તે મગજમાં ઝબકી ગયા. એવા વિચારોને અંતે કોઈ સંન્યાસી થાય છે. કોઈ પરોપ-

કારી થઇ જાય છે. કોઈ સમજુ થાય છે. પણ ઘણા ભાગે તો માણસ પોતાનું જે કાંઇ હોય તેની ઉપર પકડ દઢ કરવા જ પ્રેરાય છે. પોતાની કમાણી, માલમિલ્કત, તે માટે ડોસાના મનમાં પારાવાર મમતા જાગી. એ તો મારું છે. ને જ્યાંસુધી હું બરોબર કામ કરતો રહીશ ત્યાં સુધી મને નહિ છોડે. પોતાની પાસેની મિલ્કતના ખ્યાલમાં એમને કાંઇક હૂંફ મળી. એ ખ્યાલમાં એ ચકચૂર બન્યા.

કોઈ કોઇ વાર એને લીધે 'છોકરાં'ને એ અક્ષર એમને કહેવા પડતા. ડોસા રઘુવીરને નીલમ માટે ભેગો શબ્દ 'છોકરાં' વાપરતા. એમને એમની પાસેથી કશાની આશા મનમાં હવે રહી ન હતી. એ એમને, ઘેર ચંચળ રહે છે તેમ, સુખેથી રહે. ને છોકરો છે તે ધીરે ધીરે કામ ધંધો શીખી જાણી લે તો બસ. તેમાં પણ પોતે બેઠા છે ત્યાં સુધી તો ટીંગાટોળી કરીને એમને ગેઢી પરથી ખસેડો નહિ ત્યાં સુધી એ ત્યાંથી ખસવાના જ નથી.

'મને તો અહીંથી જ સોનાપુર લઈ જવો નજીક પડશે!' એમ ડોસા ઘણીવાર કહેતા પણ ખરા. જો કે પોતાના સુપુત્ર સમક્ષ બોલે ત્યારે ઉમેર્યા વગર રહેતા નહિ કે 'મને ખાતરી છે કે છાણું દોરવાની વખતે યે તું તો ભલો હોય ને અહીં હાજર હોય.' ડોસાએ પોતાનું એકલ જીવન બધી મમતા રેડીને પૂંજીને સાચવવામાં, લાડ કરવામાં, એને વધતી જતી જોવામાં ગુજારવા માંડયું હતું.

એટલે કોઈવાર 'છોકરાં'ને હાથે કાંઇ ખોટો ખરચ થઇ જાય કે નુકશાન થાય તો એમનાથી બોલ્યા વગર રહેવાતું નહિ. મનમાં ઘણુંઘણું ભેગું થાય એટલે એકીસાથે એ ઠપકો આપી દેતા. 'શું તમે યે બાપુજી!' એમ કરી ઠાવકી નાનકડી મંજુ મા હોય એમ 'છોકરાં'નો બચાવ કરવા આડી ઉભ રતી.

દિવાળીની વેકેશનમાં મંજુ ને ત્રણે જણાં માથેરાન રહી આવ્યાં હતાં. એ દિવસો ન નકઠી મંજુને જિન્દગીભર યાદ રહી ગયા હતા. પાછળથી પોતાને પણ પરણવાનો સમય નજીક આવતો ગયો તેમ તેમ આ દિવસોનાં રઘુનીલમની સ્મૃતિ એના ચિત્તને ભરી દેવા લાગતી ને હૃદયમાં ઝંખના જાગતી 'હું–અરે અમે પણ એમ રહીશું."

પણ નાતાલમાં જ્યારે ઘેલા રઘુવીરે ઉત્તર હિંદુસ્તાનના પ્રવાસનો ઠરાવ મૂક્યો ત્યારે કાંક પિતાશ્રીને બિલકુલ ના પાડતાં રોકવા અને કાંક આ સ્નેહીયુગલને વધારે મોકળાશ આપવા ઠાવકી મંજુ બોલી:

'બાપુજી ત્રણ જણનું ખરચ ન આપશો. હું તો નહિ જાઉં. અહીં જ રહીશ.'

પિતાએ બધો ઊભરો દીકરીનું નિમિત્ત લઇને જ ઠાલવ્યો, 'તે તું તો ઘણી યે જાય. ને તારો ભાઈ પણ શા માટે ન લઈ જાય તને? પણ મારે પાછું એ ય જોવાનું ને કે પાછળથી પાછી કોકના છોકરાને તું બચારાને ઝેર લેવા વખત ન લાવે. નાતના મુરતિયા તો મારા જોયેલા જ છે. અહીંથી પાલવે સુધી જવાના જંઈ પણ ગજવામાં ન મળે!'

મીઠી મંજુ 'કોકના છોકરા'ની કલ્પના પ્રત્યક્ષ થતાં તેના 'બિચારા'પણા ઉપર હસી.

પિતાએ પેઢી પર જવા માટે કાશ્મિરી ટોપી માથે મૂકતાં મૂકતાં નરમાશથી કહ્યું: 'ના, પણ મંજુ જાને તું તારે. તું એકલી શા માટે રહી જાય છે? ફરી ક્યે એ દિવસ.' આ શબ્દો એટલા બધા કટાક્ષથી બોલાયા હતા કે ત્રણે જણાં સમજી ગયાં કે એ ભાઇ–ભાભી માટે જ બોલાયા હતા, મંજુ માટે નહિ. પણ મંજુએ એ

કટાક્ષની નોંધ જ લીધા વગર, જાણે પોતાને જ એ શબ્દો કહેવામાં આવ્યા હોય એમ, અદ્ભુત સરળતાથી કહ્યું :

'પણ બાપુજી એટલે લાબે જવું ને આડું અવળું ન જોઈએ તો ઠીક નહિ.'

'શું ?' બારણામાંથી નીકળતાં નીકળતાં પિતાથી પૂછાઈ ગયું.

'કે હું જાઉં તો અમે એક બારણેથી ત્રણ નીકળનારાં થઈએ. ત્રણ ટખડે થાય !' ને હસીને એણે ઉમેર્યું, 'સિવાય કે ગંગાજીનાં દરશન કરવા તમે પણ સાથે આવતા હો ને આપણે પૂરા ચાર થઈએ.'

આ છોકરીની વાણી અને લાગણીના જાદુથી વ્યવહારકઠોર પિતા પણ કાંઈક પલળ્યા. લાડપૂર્વક પાછળ મંજુ તરફ એક દૃષ્ટિ ફેંકી પગથિયાં ઊતરતાં બોલ્યા,

'મારાં તો મૂઆ પછી હાડકાં પણ ત્યાં કોઈ નાખી આવે તો ઘણું.'

એ વખત તો નાખવા જવાને પણ એ તરફ કોઈ જવાનું નહિ એવો ભાવ માત્ર બોલવાની ઢઢણ દ્વારા જ વ્યક્ત કરીને ડોસા કામે ગયા.

# ૩

મંજુ અંગ્રેજી નિશાળમાં ભણવા જતી. હજી હમણાં સુધી ફ્રોક પહેરતી. પણ વચ્ચે દેશમાંથી દૂરદૂરની સગી કોઈ ડોશી આવેલી. એણે પોતાનો વિરોધ સખત શબ્દોમાં નોંધાવ્યો હતો. ફ્રોક પરદેશી પહેરવેશ છે એટલા માટે જ નહિ, પણ છોકરી મોટી થઈ ગઇ હતી માટે. પોતાના બે છોકરામાંથી મોટાની સાથે જે છોકરીનો વિવાહ કરેલો છે તેના જેવડી મંજુ તો થઇ ગઈ છે એવો ચૂકાદો એમણે આપી દીધો હતો. નાના છોકરા જોડે આનું વેળાસર કરી દો—એવા સ્પષ્ટ સૂચન સાથે એ બોલ્યાં હતાં : 'આ તો લાજી મારે છે મારા જેવીને તો ! તે, ઓઢણી ઓઢતાં શું થાય છે ? પરણાવવા જેવડી તો થઈ. પેલી મંછીની લલી આના હમાંણીલી છે તોયે મોંઢામાં જીભ ઘાલતાં નથી. કે'છે કે ઊણુ ને ઊણુ મોટાનાં લગન કરી નાખો.' ને શ્વાસ ખાઇને બોલ્યાં, 'મેં'કુ બેય છોકરાનાં એકી લાગાં કર્યાં હોય તો ગંગા નાયા. પણ કે'છે કે છોડી જુઓને, ઘરમાં માતી નથી ! ને તમે મા વગરની આ છોડીને......'

ડોસાને થયું કે ઘરમાં ન માતી હોય તોય આ એ વેંતની જીભવાળીના ઘરમાં તો એ નંખાય એમ હતું જ નહિ. એની આગળ પોતાનું ચલણ રતીભારે ચાલે નહિ. પણ ફ્રોકમાં મંજુ હવે નહોતી માતી એતો ખરું જ. મંજુ ઓઢણી પહેરતાં તો બહુ મોટી દેખાવા માંડી. તે એટલા સુધી કે ત્રાહિત માણસો પણ 'આવ્યો માંડવો તમારે, શેઠ !' એ શબ્દોમાં મંજુનો ઉલ્લેખ કરતા.

મંજુ શરીરે એકવડી હતી. પાતળી, ઊંચી, ઘઉંવરણી એની કાયા કૌમારની ઓઢણીમાં દીવાની શાંત જ્યોત જેવી શોભતી. એનામાં

સૌન્દર્ય છે એમ કોઇને ન પણ લાગે, પણ લાવણ્ય નથી એમ તો ભાગ્યેજ કોઇ કહી શકે. આંખમાં ભરતી નથી, પણ અજવાળી સાતમનું આછુંમીઠું અજવાળું ભર્યુંભર્યું છે. વિલાસની મૂર્તિ નીલમ. એની નજર સામે જ છે. નીલમના રસજીવનની પોતે સાક્ષી છે. છતાં મંજુ કોણ જાણે કેમ પણ આ ઉંમરે ય તે ઠરેલ લાગે છે. મા વગર ઉછરેલી એથી એના સ્વભાવમાં ગંભીરતા ઊતરી હશે? પિતાની કઠોર વ્યવહારસાધનાની આ કૂમળા છોડને આંચ લાગી હશે? ગમે તેમ હો. પણ મંજુ રમતિયાળ ઓછી છે. એટલું જ નહિ પણ કોઇ વખત એવા ઢંગમાં પકડાઈ જાય તો એ ચોંકી ઊઠે છે. રઘુવીર ઘણીવાર એની ઠેકડી પણ કરે છે, 'તું તો જાણે ભણી પરણી સંસાર તરી ઊતરી ન હોય!' પણ નીલમની ઠેકડી આગળ રઘુવીરના શબ્દો કાંઇ ગણતરીમાં નથી. ફાટફાટ થતા જોબનનાં ચાળા કરી મંજુને એ કહે છે 'વર સાથે તમે શું કરશો? શું કરવું તે શીખવવા બિચારાને બીજી વહુ પરણવી પડશે.' મોટું માણસ હોય એ રીતે મંજુ નીલમની મસ્તીના ચમકારા સહન કરવા ટેવાઈ ગયેલી છે એટલે સાંભળી જ રહે છે.

પણ નીલમની રહેણીકરણી હજી ડોસાને ગળે કેમે કરી ઊતરતી નથી. ઘણીવાર એ અકળાઇ જાય છે. આ તે શો હળાહળ કળજુગ આવ્યો છે એમ એમને થતું. છોકરાં મારી લાજ રાખતાં નથી. એમના ખંડ પાસે થઇને પસાર થાઉં તો એક પલંગ પર હોય તો ય ઊઠે નહિ. હીંચકે જોડાજોડ બેસવામાં તો કાંઈ નવાઇ જ એમને લાગતી નથી. દિવાનખાનામાં ચંપલ પહેરીને જ ચાલવું વહુને ફાવે છે. ગાલીચો પગે ખૂંચતો ન હોય કેમ? નહિ તો ત્યાં દેશમાં તો વનવગડે કાંટાઝાંખરાંમાં કયાંક કેટલીય વાર ખાલ ઉતરડાઇ ગઈ હોત! ને આ છોકરો નાક પકડીને પેલી દોરી જાય છે એ વાટેવાટે જાય છે. કયાં એની મા ને કયાં આ? પેલી તો બિચારી એના વરના મોઢા સામું એ જોતાં શરમાતી. ને એને પેટ આ નફફટ!

એક વાર રોષ ન રોકી શકાયો. નીલમ જૂની ઢબના દાગીના કાઢી નાખી તેને બદલે નવા લાવવા રઘુવીરને સલાહ આપતી હતી. ડોસા પસાર થતા હતા તે થંભ્યા. રઘુવીર બહાર આવ્યો એટલે એને બાવડેથી ઝાલી હલાવીને બોલ્યા:

'તારી માએ અરધો જનમારો તો સાવ રબારણ જેવા દાગીના પહેર્યાં તે ચાલ્યું ને બે વરસ માંડ સોનાના મળ્યા તે તો ચાલુ શોકના દહાડામાં પહેરવા પણ પામી નથી. ને તારે ઘેર હવે છાશવારે ને શુક્કરવારે નિત નવા ઘાટ જોઈએ. મૂકી આવ પાછા.'

રઘુવીરમાં નીલમનો વર હોવા છતાં હજી એટલી હિંમત નહોતી આવી કે બાપને સામે મોંએ કંઇ કહી શકે. ચૂપચાપ એ દાગીના આપવા પાછો ગયો. ચૂપચાપ દાગીના લઇ લઇને, રઘુવીર બહાર નીકળતો હતો ને બારણા સુધી આવીને નીલમે ડોસા સાંભળે એ રીતે મોટેથી કહ્યું:

'તો આ ય છો પડી રહ્યા. રોકડેથી લઈ આવજો નવા.'

ડોસાના કાનમાં ગરમાગરમ તેલ રેડાયું જાણે. 'આ શો ટસ્સો!'

પછીથી ડોસા ઘણીવાર મગજનું સમતોલપણું ગુમાવી બેસતા. પોતાની પ્રાણાધિક પૂંજી ઉપર કોઇ તરાપ મારે એ એમનાથી સહ્યું જતું નહિ. અને તેમાં આ ઘરનાં જ માણસો થઇને એમ કરે! અત્યંત મૂંઝાઇને એ ચીડિયાં કરતા. તેનો એક આ પ્રકાર જ મુખ્ય હતો: 'તમારે આના વગર ને તેના વગર ચાલતું નથી!...અમે તો નાના હતા ત્યારે આવું કદી કયાંય જોયું સાંભળ્યું નથી...અમારે ને તમારી સાસુને તો એમ જ આયખું ગયું. તમે આ નવાં પાકયાં તે નવા અનુભવ દેખાડયા!...સાસુ એવડી હતી ને, ત્યારે તો લાજ ઢાંકવા પાસે લૂગડું પણ માંડ હતું!...ને પિયરમાં તો જાણે સોનાને બેડે પાણી ભર્યાં ન હોય! જાણે લખેશરીની બેટી!...'

છોકરાંને હાથે પોતાની પૂંજીના હાલહવાલ થતા જોઈ અંદર સમસમી રહેલો જીવ કોઈવાર હાથ ન રહેતો ને કાંઈ કાંઈ બોલી નાખતો.

ઇન્ટરની પરીક્ષા આપી ઉનાળામાં નીલમને લઈને રઘુવીર કાશ્મીરની સફરે ગયો ત્યારે ક્રોધથી ડોસા એટલું જ બોલી શકયા, 'તે વિલા'ત જ જાને. કે બે મહિના નિરાંત વાળવા તો મળે મને.' એકનો એક દીકરો એટલે પૈસા તો છેવટે આપવા જ પડતા. અને પોતાની વાત ચાર જણથી પાંચમે મોંઢે જવા દેવાની ડોસામાં આ ઉંમરે હિંમત ન હતી. 'તો તો મારાં ધોળાંમાં ધૂળ જ પડે ને!' એની કલ્પનાથી જ એ કંપી જતા. ને હાથમાંની નાણાંની કોથળીનું મોં ખૂલી જતું.

કાશ્મીરની સફરનાં વર્ણનો વિગતોની પૂરી ચોકસાઈથી નીલમે મંજુ આગળ કર્યાં હતાં અને કશું કહેવાનું બાકી રાખ્યું ન હતું. પણ મંજુને નહોતો તો સંકોચ થયો, નહોતી તે ચીડાઈ કે નહોતી એને અદેખાઈ પણ આવી. ડાહ્યી ભાભી એને માટે ભાત ભાતની ચીજો પણ લઈ આવી હતી. પણ ભાઈભાભી જે ઉત્તમ 'કંઈક' લઈ આવ્યાં હતાં તેનું તો પાછળથી જ્યારે મંજુનું કોઈકના સહવાસે ફરી છેવટે મોં ખૂલ્યું ત્યારે તે આમ વર્ણન કરતી, 'તમે, ભાઇ, કાશ્મીરથી ઉત્તમ વસ્તુ લઇ આવ્યા તે તો આ બાબો. લુચ્ચી ભાભીએ કેટલી વખત સુધી તો એની જાણ પણ ન થવા દીધેલી!'

જ્યુનિઅર બી એ. નું વર્ષ હતું. રઘુવીરે ફિલસુફીનો વિષય લીધો હતો. પ્રેમ એ જ મોટી ફિલસુફી છે એવી માન્યતાથી એ વિષયનો એ પોતાના ઇજારાનો ગણતો હતો. પોતાની માન્યતાને એ વફાદાર પણ હતો. આખું સત્ર એણે નીલમથી પચીસ વારની ત્રિજ્યાના અંતરમાં જેટલું વધારે રહેવાય તેટલું રહેવું એ કાર્યક્રમથી ગાળ્યું હતું. મંજુના મુગ્ધમધુર ચિત્તમાં આ બધી પળોનો ઇતિહાસ અંકાતો જતો

હતો. જો ત્યાંથી કદી એ જાહેરમાં ફરી આલેખાવાનો હોય તો! નીલમ તો આત્મલીન હતી. રઘુવીરનો પ્રેમ માણવામાં અને મંજુને પજવવામાં એનો સમય તો સહેજે વહી જતો.

પ્રસૂતિસમય નજીક આવતો જતો હતો. એવામાં મંજુને ને પિતાશ્રીને નીલમના શબ્દોમાં કહીએ તો 'ઠેરી ગઈ' હમણુાંનાં એ જણાં કદાચ જિંદગીમાં પહેલી જ વાર એકમેકથી ઊંચે મન હતાં. મંજુ સુવાવડ માટે નીલમને ઈસ્પિતાલમાં મૂકવાના પક્ષની હતી. પિતાએ કહ્યું હતું, 'દેશમાં તો સીમમાં ગયેલાં હોય ને બૈરાં ટોપલામાં છોકરું લઈને ઘેર આવે છે!'

મંજુ બોલી, 'તે દીકરો આવશે તો તમારા દીકરાને ઘેર આવશે. દાદા તો તમે બનશો. ઉપરથી આટલી મોંઘાઈ શેનાઃ માગો છો!'

પણ ડોસાને આ વચન સારાં લાગ્યાં ન હતાં. નીલમ બોલી હોત તો જુદું હતું. એનાં તો આનાથીયે સોગણાં આકરાં વેણ ડોસાને કોઠે પડી જાત. પણ મંજુય તે...?

છતાંયે મંજુએ કાંઈ પણ કારણ વગર ડોસાને એકવાર એકલાઃ જોઈ ભાવિ બાળકની ટોપી ગૂંથતાં ગૂંથતાં પૂછયું, 'બાપુજી કહે છે કે ધનના ચરૂ ઉપર સાપ થાય છે એ સાચું હશે?'

'કે...મ?' એ શબ્દ બોલતાં ડોસાને બાવીસ બોલવા જેટલો શ્વાસ વાપરવો પડયો. મનમાં દહેશત પેશી ગઈ શુંનું શું આ છોડી બોલશે. છતાં તરત એમણે વ્યવહારિકતાની મુખમુદ્રા ધારણ કરી. આંખને છેડે કઠોરતાનો પહેરો મૂકયો. રખેને પોચું પિતૃહૃદય આંખની સપાટી પર ડોકિયું કરી દે.

મંજુ ધીમેશથી સામાન્ય વાત પૂછતી હોય એમ જ બોલી: 'સહેજ પૂછું છું. દેશના લોકો કહે છે. પણ સાચું હશે?'

'હશે શું ? છે જ.' ટૂંકામાં પતાવી ડોસા કાંઈ બહાનું કાઢી ઊઠયા

'ના, પણ સાપ જ શા માટે ?'

'કોઈ આવીને કંઇ લૂંટી ન લે માટે.'

આંટો મારી, છાપું લઈ, બેઠા. છાપાના પાનાના મોટા ફાળ નીચે ડૂબકી લગાવી ગયા.–હાશ છૂટયો !

'જેનું ધન હોય તે મૂળ માણુસ જ સાપ થાય કે ?' આ છોકરીને તે થયું છે શું ? કેટલા સવાલો પૂછશે ?

'હા.' ટૂંકોટચ જવાબ દઈ બોલ્યા, 'તારા શિક્ષકને પૂછતી હોય તો બધું ? આખા દિવસનું માથું પાકી ગયું હોય ને અમને પૂછે છે ત્યારે ?' ડોસા હસ્યા, એમનું બોખું મોં મંજુને સહેજ બિહામણું લાગ્યું.

'ના, પણ બાપુજી તમને જ પૂછવાનું હોય તો કોને પૂછવું ?'

'તને યોગ્ય લાગે તેમ. પણ કહ્યુંને કે થાકયા હોઈએ ત્યાં બધા સવાલો એકી લાગા દાગવી ન દીધા હોય તો ન ચાલે ?' કહીને ફરી સહેજ ખૂણેથી હસ્યા.

'પણ નવ સવાલ પૂછી લીધા હોય ને એને મળતો જ એક રહી જતો હોય તો બીજા દિવસ ઉપર રાખવો ?'

ડોસાને ગુસ્સો તો ચડયો પણ ઠાલવવાનું આ સ્થાન ન ન હતું. છતાં, 'સાળો મુનીમે ન આવ્યો. આ ભાવની તો મોકાણ મંડાણી છે ને હજી કયાં ટોલ્લા મારે છે? કોણ જાણે કયારે મરશે અહીં ?' ડોસાએ ગુસ્સાને બીજી નીકમાં વહાવ્યો.

ગૂંથવાનું એકદમ બંધ કરી, બે હાથ એકમેક પર છાતી આગળ રાખી મંજુ બોલી, 'ધન જાળવવા માણસ મૂઆ પછી સાપ બને એ સાચું હોય તો પછી જેઓ જીવતાં એ રીતે જાળ-

-વતા હોય એ આગલા ભવમાં શું હશે? અને વળી આવતે ભવ શું થવાના?'

કાંઈ મોટી વાત ન હોય એમ મંજુ બોલતી હતી. એની સરળતા અજબ હતી. કદાચ એથી જ ડોસાએ પોતાના હાથ કબજે રાખ્યા હશે. એમણે માત્ર ઊંડા નિ:શ્વાસથી પોતાની લાગણી મોકળી કરી.

મંજુની વાતમાંનો ડંખ પોતા માટે છે એ સમજ્યા છતાં એવું કરવામાં, મંજુ તરત પાછી ગૂંથવા મંડી ત્યારે એમને, એની ભાવિ ભત્રીજા ભત્રીજી માટેની ચિંતા જ કારણરૂપ લાગી. થોડી-વારમાં મંજુના શબ્દનો ડંખ લાગ્યો જ ન હોય એમ સ્વસ્થ થઈને વાત્સલ્યભાવે એમણે કહ્યું :

'જો મંજુ, તું બહુ મોંએ ચડે એ સારું નહિ. પેલી પારકી જણી ભણાવે એટલાં વાનાં ભણ્યાં કરીએ તો તો પછી આપણું ઘર જ કેમ નભે? તું કાંઈ હવે નાની નથી. સમજે તો સારી વાત છે. હું તને શું કહું વળી?'

'પારકી જણી, પણ મા તો આપણા છોકરાની ને?' બાળકને ઠેકાણે પોતે અરધી ગૂંથેલી ટોપી ઊંચી કરી ઈશારાથી પિતાને બતાવી મંજુ બોલી.

'મંજુબેન, તુમાલા શેઠાણી બોલાવતે.' મંજુ ચપ દેતી ઊઠીને, 'હેં ને?' એટલો અત્યંત મધુર પ્રશ્ન પિતાની દિશામાં ફેંકીને કૂદતે પગલે ખંડ છોડી ગઈ.

આખી વાતને અંતે સાંભળવા મળેલા 'શેઠાણી' શબ્દથી અચાનક એક વિચાર ડોસાના ચિત્તમાં વીજળી વેગે પસાર થઈ ગયો. 'તો મારે શું? કરશે તે ભોગવશે. એ બધું ખોઈ નાંખશે તો એનું નસીબ જાણે. મારે શું? કાલથી એ શેઠાણીનો વર જ શો શેઠ થતો.

હું મારે હાડ ચાલશે ત્યાં સુધી બેસીશ પેઢીએ. નહિ તો પછી કાશી–હરદ્વાર કરીશ. દેખવું નહિ ને દાઝવું યે નહિ.'

આમાંથી બધા જ વિચારો તો સ્થિર થઈ શકયા નહિ. જીવ એમ સહેજ ફેસલાવ્યો પટાવ્યો પૂંજીથી છૂટે એવો હતો નહિ તો! પણ રઘુને તે દિવસથી એમણે પેઢી પર ખેંચવા માટે પ્રયત્નો કરવા માંડયા. 'તે તું તારે ભણ્યે જઈશ તો કાંઈ તારા નોકર ગુમાસ્તા તો એમનાં ઘર નહિ ભરે તે તારું સાચવી આપશે?......' 'તારું છે ને સંભાળ. એટલે હું છૂટો!'......'હવે મારાથી બનતું નથી.'.. ...'આટલી આયતી પૂંજી પણ સાચવવાનું મીઠું નથી ને શોખ તો મોટા લાટસાહેબ જેટલા છે!'......આમ અનેક પ્રકાર અજમાવીને એ છેવટે રઘુવીરને પેઢી પર આવતો જતો કરી શકયા.

બાળકની આશા રાખતી, પ્રેયસીમાંથી માતા બનતી, નીલમે જ ગળામાં કશાકનો ઘુંટડો ગળી જઈ કહ્યું, 'જાઓ. બપોર પછીના બે કલાક પેઢીએ છોને જઈ આવતા.'

નીલમના ફીક્કી ચાંદનીની શોભા ધારણ કરતા મુખ ઉપરથી દૃષ્ટિ ખસેડીને એના સ્થૂલ કટિભાગ પર પળેક ઠેરવી રઘુવીર 'વારુ!' કહીને ગયો. એક જ ડગલે જાણે પ્રણયસ્વપ્નમાંથી અર્થમય સંસારમાં! નજીકના ભવિષ્યમાં જે પિતા થવાનો છે એવો ભાગ્યેજ કોઈ પુરુષ હશે જે અર્થની ઉપેક્ષા કરી શકે.



નીલમને દીકરો આવ્યો. ડોસા દાદા બન્યા. પોતાના મોભાને છાજે એવી રીતે સૌ સ્નેહીઓ સંબંધીઓમાં ને ઓળખીતા–પાળખીતામાં એમણે પેંડા વહેંચાવ્યા. જે લોકો ઝબરૂ મળવા આવેલા તેમની આગળ ડોસો બોલતા એ સાંભળ્યું હોય તો કોઇને પણ લાગે કે ડોસામાં પારાવાર સ્નેહ અને મમતા, વાત્સલ્ય અને મૃદુતા ભર્યાં છે. એ અત્યારસુધી કયાં છૂપાઇ રહ્યાં હતાં એની જ નવાઇ લાગે. એક નાનકડા બાળકે આવીને ડોસાના હૃદયનાં એ પાતાળ ઝરણાં વહેતાં કરી મૂકયાં હતાં.

મંજુના આનંદની તો સીમા નથી. પરીક્ષા પાસે આવી પહોંચી છે પણ એનું ધ્યાન ચોપડીઓમાં જાય જ છે કયાં ?

સારો વખત બાળકની જ વાતો કર્યાં કરે. નીલમ એની ઠેકડી કરવાની રીત હજી યે છોડતી નથી. મંજુ બાળકને અત્યંત વહાલથી હાથમાં લઇ રમાડે છે ને નાચે છે. નીલમ ધીરે અવાજે બોલી,

‘ તમને, મંજુબેન, બાળક બહુ શોભે છે.’

‘ જાઓ હવે !’ મંજુએ છણકો કર્યો.

‘ જોઇશું.’ નિલમ હસીને બોલી. એના ફીક્કા ગાલના ખાડામાંથી આનંદ ઉભરાઇ ચાલ્યો.

‘ હું તો પરણવાની જ નથી ને ! પછી ?’

‘ વર તો પેઢીએ નોકરીએ પણ ચડી ગયો ને આમને પરણવું નથી !’

નાકે આંગળી અડાડી મંજુએ નીલમને ચૂપ કરવા પ્રયત્ન કર્યો.

'વૈશાખમાં લગન ને આવતે વૈશાખ...' નીલમે વાક્ય પૂરું કરવાને બદલે નજરથી ઇરિપતાલ જ બતાવી.

મંજુ ખિજાઇને નીલમને સજ્જ કરવા બાળક સાથે લઇને જ નીલમના ખંડમાંથી બહાર ચાલી ગઈ.

પુત્રજન્મના સમાચારથી ઘણા લાંબા સમયના મૌન પછી ચંચળ સમાધિમાંથી જાગી અને એણે કાગળો ઉપર કાગળો મુંબઇ રવાના કરવા માંડયા તેમાં નીલમનાં પિયરિયાં વતી પણ કેટલાક હતા. પરિણામે નક્કી થયું કે દેશમાં બાળકનું મુખ જોવાને ઝૂરતાં દાદાદાદી, વડી ફોઇ અને અન્ય સૌ સગાં સંબંધીઓના હૃદયને નીલમે સપુત્ર ત્યાં જઈ તૃપ્તિ આપવી.

સાથે કોણ જાય? રઘુવીર? ના એનું હવે પેઢીમાં થાળે પડવા માંડયું છે. હમણાં લગનગાળો નજીક આવ્યો ને બહારના વેપારીઓ સાથે કામકાજ વધ્યું છે. ટૂંકામાં આજકાલ 'સિઝન' છે, એનાથી કેમ જવાય? ઉપરાંત રઘુને હમણાંના પિતાશ્રી ટોકટોક કરે છે, 'પૈસા કમાવા એ જેવા તેવાના ખેલ નથી. એના ઉપર બાયડીને બધું છે તો.' બાયડી શબ્દ નીલમને તીરની પેઠે કાળજામાં ભોંકાયો હતો. જ્યુનિયર બી. એ. નું વેકેશન આવતાં પતિને એણે દુકાનનું સઘળું કામકાજ સંભાળી લેવા પોતે જ આગ્રહ કર્યો હતો. પિતા કહેતા 'હવે તો મને ડામીસ (ડિસમિસ) કરશે, પેન્શન પણ નહિ આપે.' એ સંજોગોમાં રઘુવીરથી પાછું પગલું શી રીતે થાય?

શું ત્યારે મંજુ જાય? મંજુને તો પરીક્ષા એકદમ ઢૂકડી આવી લાગી છે. રહ્યા એક ડોસા. મંજુને એ કહેતા કે એમનીજોડે નીલમ જ જવાની કદાચ ના પડે તો? પણ ખરી વાત એ હતી કે એ

બહાને એ છટકી જતા. કેમે કર્યાં એમના પગ ગામની દિશા ભણી ઊપડતા ન હતા. ઘર જાણે ખાવા ધાતું. મરતાં મરતાં ગવરી કહેતી કે 'તમે છેવટે ઘરની આ દશા કરી?' એ શબ્દો એમના કાનમાં ગાજ્યા કરતા. ઘરના મોભ ઉપર નાના બાળકને ધવરાવતી સુખી બેઠી હોય એવું દૃશ્ય એમને અનેકવાર દેખાતું. શું રાતે કે શું દિવસે. 'મારે તો મુંબઈ. ભલું, ને ભલી મારી પેઢી,' એમ ધંધાનું બહાનું કાઢી એ બનતા ઉપાયે મુંબઈ છોડતા જ નહિ.

છેવટે દેશનો સંગાથ જોઈ, સાથે રઘુવીરની ઇચ્છાને માન આપી નોકર મોકલી, નીલમ અને એના બાળકને દેશ તરફ રવાના કર્યાં.

તોય જતાં જતાં નીલમને મંજુએ કહ્યું હતું, ભાભી, બાબાને મૂકી જાઓ. હું રાખીશ. તમે જઈ આવો.'

'બે મારે માટે ત્યાં કોઈ ટાંપી રહ્યું નથી. આને લીધે જ મારે જવું પડે છે ને? જુઓને, મંજુબેન એ જ ભૂલી ગયાં!' રઘુવીર તરફ નીલમે જોયું

'હા. ભૂલી જ ગઈ, પણ તોયે મૂકી જાઓ તો હું રાખીશ બરોબર.'

"જુઓ હજી ઘેલાંની પેઠે 'મૂકી જાઓ તો' કરીને ઊભાં રહ્યાં. કહ્યું નહિ. શી રીતે મૂકી જાઉં?" અને ધીરે રહીને રઘુવીર ન સાંભળે એ રીતે મંજુના કાન પાસે હોઠ લાવીને રોજની લાક્ષણિકતાથી ઠેકડી કરતી બોલી, 'ને બરોબર રાખશો શી રીતે? ધવરાવશે કોણ?'

અને મંજુની લાલલાલ થઈ ગયેલી કાનની બુટ સામે અત્યંત આનંદથી જોઈ રહી.

'જુઓને ભાઈ!' ચીડાતી મંજુ બોલી.

'શું છે?'

'એ તો મેં એમને તમે સાંભળો નહિ એમ કહ્યું કે હવે એકલાં છો અહીં તે પેલાને બિચારાને મળજો કોકવાર. વરનેરસ્તો.'

બાઇભાભી હસી પડ્યાં. એમાં મંજુનો ગુસ્સો ક્યાંય તણાઈ ગયો.

દેશમાં ગરમી સખત હતી. બાળક હજુ નાનું હતું. નીલમ જાણે સ્વર્ગમાંથી બહાર નીકળી આ ખરાખોટા ભૂતલમાંય નહિ પણ નરકમાં જતી પડી હોય એવી દશા એની થઇ હતી. નીકળતાં પતિ પાસે વચન લીધું હતું કે ઘણુંખરૂં દસમે દિવસે કોઇ આવીને એને લઇ જશે. અગિયારમો નહિ કરે. પણ એ હાથની બધી યે આંગળીઓ પૂરી થઇ ને એક પગની પણ થવા આવી. મારો રઘુવીર ક્યાં ? અસહ્ય ગરમી, એથી યે વધુ અસહ્ય ચંચળની વર્તણુક ને એમાં આ અજંપો. બની શકે તેટલું નીલમ પિયરમાં રહી. ગમે તેમ તોયે એ એનું બાળપણનાં સ્મરણથી ભર્યું ભર્યું ઘર હતું. ને ચંચળની દૃષ્ટિથી એટલું છૂટાય તો ખરું.

કાગળ આવ્યો કે હજી કોર્ટથી પખવાડિયું નીકળી શકાય એવું નથી. કામ ધમધોકાર ચાલે છે. એ સમાચારે નીલમની ધીરજ તૂટી. અસ્વસ્થ તો હતી જ. ને એમાં તાવ આવ્યો.

'હમણાં સમું થઇ જશે.' એમ નીલમ ધારતી હતી પણ તાવ કાંઇ જલદી હાડ છોડીને ગયો નહિ. એની તન્દુરસ્તીનીતરતી કાયા સુવાવડ પછી સહેજ કથળેલી તે હજી વળી ન હતી, ત્યાં અચાનક આ માંદગી આવી એ સહેજ ચિંતાજનક તો ખરી જ.

'મને તાવ આવ્યે તો કેટલાં વરસ થયાં ? સાંભરમાં પણ નથી.' નીલમ કહેતી.

'એમ ઓહકારીએ નહિ, બાપ.' ચિંતાતુર અને અનિષ્ટની આશંકા કરતી એની મા બોલી ઊઠતી અને ખરેખર એ નાનપણમાં બહુ માંદી રહેતી એનું વર્ણન કરતી. રખેને પોતાની પુત્રીની સુંદર

તબિયત કોઈથી નજરાઈ જાય. 'એ તો હવે તને શી રીતે સાંભરમાં હોય? ધાવણી હતી ત્યારે માંડ માંડ ઉંટાંટીઆમાંથી બચી'તી. ને ગોળો ચડેલો ત્યારે તો પેટપર ચપકો (ડામ) મૂકયો' 'તો ત્યારે! કેટલાં વાનાં કર્યાં ત્યારે મોટી થઇ છે!'

'ચપકા'નું સાંભળી નીલમને પોતે નાનપણમાં વેઠેલા જંગલીપણા પર તિરસ્કાર છૂટયો.

છતાં માનું મુખ મંગલ હતું. નાનપણના છણકા જતા કરીએ તો એનાં હેતલાડ અને હૂંફની વાત જ ન થાય. નીલમ એની સામે આંખ માંડી રહેતી ને મનમાં એનાથી બોલાઈ જતું, 'માડી, તારે ખોળે માથું હોય તો મોત પણ મીઠું લાગે.'

તાવ ખસ્યો નહિ એટલે નીલમે કાગળ લખાવ્યો. ચંચળે નીચે, તુમાર પર વડો અધિકારી શેરો મારે છે તેમ, ઉમેર્યું હતું કે પિયરથી તાવ લઇ આવી છે પણ કાંઇ ફકર ન કરશો. આ ચંચળીના હાથની દવા બે દિવસ પેટમાં જશેને એટલે તાવ પાંચ ગાઉ ભાગશે.

ચંચળના હાથમાં ડોસાને શ્રદ્ધા હતી તેટલી રઘુવીરને તો હતી જ નહિ. એણે ડોકટરને પૂછપરછ કરી દવા લીધી. પોતે જવા વિચાર કરતો હતો. સવારે દવાખઝારમાં થઇને પેઢી જતાં સહેજ મોડું થયેલું. ડોસાએ ધીમે રહી ટાઢો ટમકો મૂકયો, 'મેં કું શેઠ કદાચ દેશ તરફ રવાના થયા હશે.' રઘુવીરે પોતે જવાનું માંડી વાળ્યું. માણસ મોકલ્યો. લાવી શકાય એમ હોય તો બંનેને લઈ પણ આવે એવી વ્યવસ્થા કરી.

નીલમને આટલું પણ રઘુવીર મળ્યા જેટલું લાગ્યું. એ તો ખાટલામાંથી ઊભી થઇ જઇને મુંબઈ જવા તૈયાર થવા જતી હતી. પણ ખભેથી બે હાથે પકડી ચંચળે એને સુવાડી દીધી:

'આ તે ઘર છે કે જંગલ? કોઈ શું કહેશે, મારી બાપ? આ ઉંમરે હવે ચંચળને માથે જ તારે નામોશી ઓઢાડવી છેને? કહેશે કે એણે જ કાઢી મૂકી, આવી તાવે ફફડતી!'

નીલમનું ડાચું સાંભળે! ભમ્મર સંકોચી ભાલાની અણી જેવી નજરથી એ ચંચળ સામું જુએ છે. પણ ચંચળને આ ખાટલે પડેલી શી રીતે પહોંચે? માડી આવી એટલે, નીલમે એને સમજાવવા માંડી. 'બા, મને ગમે તેમ કરીને અહીંથી મોકલ. નહિ તો......'

બા વચ્ચે કાંઈક બોલતા જતી હતી. રખેને નીલમના મોંમાંથી કાંઇ અપશુકનિયાળ વેણ નીકળી જાય.

પણ 'રહે, રહે હું કહું છું એ તો સાંભળ. મને આનાથી છોડવ.' કહી નીલમે ચંચળની દિશા ભણી હાથ કર્યો.

'પણ જો. તું તો હજી અણસમજુ રહી. આવે ધીખતે શરીરે ક્યાં જઈશ, બાપુ? ને, નાનો છોકરો છે એનું શું? હમણાં બે દિવસથી ચંચળના છોકરાની વહુ વળી ધવડાવે છે એટલું ઠીક છે.'

'ખરેખરું ધવરાવે છે. નહિ, બા?'

'ક્યાં જાય, સાસુએ કહ્યું એટલે?'

ચંચળ સામે પ્રચંડ ક્રોધથી સળગતા નીલમના હૈયામાં આ આશ્વાસનને લીધે મૃદુતાનો અંકુર ફૂટ્યો. એના કોમળ માતૃહૃદયે ચંચળનું ઋણ અનુભવ્યું.

મુંબઈથી પત્ર આવ્યો. ડોસા સો વાતની એક વાત એ જ પૂછતા હતા કે છોકરાને તો સાચવો છો ને? એને ધવરાવવાની વ્યવસ્થા કરી છે ને! કાગળની શરૂઆતમાં વહુને સારું હશે એટલા બે શબ્દ નીલમ માટે હતા એ જ.

નીલમે આજીજી કરીને ચંચળને કહ્યું: 'બાઇ, મને મુંબઇ મોકલી દો. આને અહીં રાખજો.' કહી બાળક તરફ દષ્ટિ કરી.

ચંચળને ઘણું ઘણું કહી નાખવાની પ્રબળ લાલસા થઈ આવી કે મુંબઇ તો હમણાં થયું, પરણ્યા પહેલાં શું હતું? ને બચ્ચાંને પાછળ મૂકીને પરદેશ જનારી મા તો તું એકલી જ નીકળી. ને અત્યારે ચંચળીના હાથમાં તું છે એટલે ધીમેથી જવાનું પૂછે છે. પણ વહુદીકરાને નરવાં ને સાજાંસમાં મોકલવાનો જશ મારા ભાગ્યમાં લખાયો છે તો! માંદી મોકલું તો તો પછી મારું શું રહ્યું?

'જાઓ, વહુ, તમારે જવું હોય તો. મારાથી કાંઇ બે દન તાવ આવ્યો એટલે ઘરમાંથી ઉશેટી દેવાય છે?'

એટલી કડક રીતથી તે બોલી કે નીલમને ખાતરી થઇ ગઈ કે આનાં લાડ પણ મોંઘાં પડી જાય એવાં છે.

તાવ ખસતો નથી. અશક્તિ વધી છે. હમણાંની ઊલટીઓ થાય છે. ઊબકા ખાતાં ખાતાં વચ્ચે વચ્ચે આ બાજરમાન સ્ત્રી 'રઘુવીર!' નો જાપ જપે છે. ચંચળ એટએટલામાં ક્યાંક હોય તો હરિયાવની પૂજાની ઓરડી તરફ બે હાથ જોડી 'સીયારામકી જે! જય રઘુવીર!' એમ મોટેથી બોલે છે.

નીલમ દુનિયાની દૃષ્ટિએ પોતાના ઘરના ઘરમાં છે. ને ખરેખર ક્યાં છે એ તો એનું મન જાણે છે.

હજુ બિમારી ચાલુ છે એવા સમાચાર સાંભળી, રઘુવીર બેચેન રહે છે. ડોસા ગળિયા બળદને ખેડૂત આર ઘોંચે એમ, 'ત્યારે બે દિવસ જઇ આવને આમને આમ. નથી અહીંનું થતું, નથી ત્યાંનું થતું.' એવું બોલે છે. રઘુવીર: પોતાના કાર્યમાં પાછો ગરકાવ થવા પ્રયત્ન કરે છે.

એક વખત કોઇ બહારગામના વેપારીઓ સાથેના વ્યવહારમાં જેની પાસેથી હમણાં ચડી ગયેલા ઘણા પૈસામાંથી પાઇ પણ નીકળતી નથી એવા એક વેપારીને રઘુવીરથી માલ મોકલાઇ ગયો. ડોસાને કાને વાત આવી. ધીરે રહીને બોલ્યા, 'તે મન તારા દીકરામાં હોય,' બૈરીમાં હોય એમ કહેતાં તો જીભ ન ચાલી, 'તો જાને ઘેર ને એને રમાડયા કર. પણ આમ તો બિચારાને એને ભીખ માગતો કરીશ. તેં તો બાદશાહી ભોગવી પણ....' અને પાછા ફરી ઉમેર્યું, 'અમે તો એકનો એક છોકરો છતાં બાપડી માવડી હતી તો ય તેના દેખતાં પણ છોકરાને કદી એકવાર સુદ્ધાં હાથમાં લીધો નથી. મોટા નાનાની આમન્યા તો હશે ને?'

રઘુને રીસ તો એટલી બધી ચડી કે બધું પાછળ સળગી જવાનું હોય તો છો સળગી જતું, પણ એકવાર તો ચાલ્યો જાઉં. પણ એના કાનમાં પાછળથી ડોસાના શબ્દો પડયા. જાણે ધગધગતું સીસું રેડાયું. 'ઘરડા બાપનું ને પોતાનાં બાળબચ્ચાંનું પોષણ કરવાનું હોય તો આવા અત્યારના ફૂલફટાકિયા શું કદી કરવાનાહતા?'

રઘુવીર નીચી મૂંડીએ કામ કર્યે ગયો. એને થયું કે પોતે બાપનો ઓશિયાળો છે એથી તો એ એને મેણાં મારી શકે એમ છે. ગર્વીલી નીલમ અત્યારે અહીં હોત તો કેડયમાં બાળક લઇ વરને આગળ કરી બહાર નીકળી જાત. એ તે કદી સાંભળી રહેત ખરી?

રઘુએ પોતાના ધંધામાં ચિત્ત પરોવવા માંડયું. ઘર તરફ કાગળ લખેલો તેમાં 'ધૂમ બિઝનેસ (ધંધો) ચાલે છે' એવા શબ્દો વસ્તુસ્થિતિનો ખ્યાલ આપવા મૂકયા હતા. નીલમનું કાળજું ફફડવા માંડયું. એક વખતની સામ્રાજ્ઞી જેવી આ સ્ત્રી અત્યારે બેહોશ થઇને પથારીવશ, ઘરમાં છતાં જાણે રણમાં, પોતાનાં છતાં પરાયાં માણસોના હાથમાં પડી હતી.

ડોસાએ, મુનીમ કામકાજે આ તરફનાં બજારોમાં નીકળવાનો હતો એટલે એને દેશ તરફ આંટો મારી આવવા કહ્યું હતું.

મુનીમને જોઇ નીલમના જીવમાં જીવ આવ્યો. 'મને લઇ જાઓ!' 'મને લઇ જાઓ:'-રટવા લાગી. બે વાર બોલતાં પણ હાંફી જાય છે.

મુનીમને બહુ લાગી આવ્યું. આ સ્ત્રીને એકવાર આખા મુંબઇને ઠેબે મારતી એણે જોઈ હતી. ભલભલી રૂપવતીઓ એની આગળ ઝાંખી પડી જતી અને એ ઊભી હોય ત્યાં ત્યાં સ્વર્ગની હવા ચાલતી. પણ સાથે લઇ જવાની એણે લાચારી બતાવી. શેઠે એને હજી તો બીજાં શહેરોનાં બજારો ગણવાનું કામ સોંપ્યું છે. એનાથી કેમ સીધા મુંબઇ જવાય ?

'તો એ કેમ ન આવ્યા?'—નીલમના આ પ્રશ્નનો મુનીમ શો ઉત્તર આપે? એટલું જ બોલ્યો:

'હમણાંના રઘુવીરશેઠ જ બધું મુંબઇનું કામ તો સંભાળે છે.' પળવાર નીલમના હૃદયમાં ઊંડા ઊંડા જે સંતોષની લાગણી પ્રસરી તેની છાપ એના ફીક્કા સુંદર મુખ પર અંકાઇ. પણ ક્ષણવાર પછી જ એ અકળાઇને બોલી:

'કહેજો કે પછી એકલા એકલા કામ જ સંભાળવાનું છે ને?'

મુનીમથી આ શબ્દો સહન ન થયા. જે માનવતા એમના શેઠસાહેબોને અંતરમાં સાચવવી પાલવતી નથી તેને આવા મુનીમો સહેજે પોતાના હૃદયમાં સંઘરે છે. નીલમ! નીલમ! દૂર દુકાનમાં તાકા ઊંચકતાં ને પેટીઓ પેક કરતાં, ગુમાસ્તાને વઢતાં ને શેઠના ઠપકા ખાતાં, એ નામ એને મન પૃથ્વી પરના સ્વર્ગની ઝાંખીરૂપ હતું. એ નામ આજે આમ ધૂળમાં રગદોળાતું જોઈ બલા મુનીમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. એણે ચંચળને કહ્યું:

'મોટીબેન, તમે કહો તો શેઠને તાર કરીએ.'

તાર કરાવવાની ના પાડી શકાય એવી હવે નીલમની સ્થિતિ ન હતી. એના વડસસરો આવે એટલે જોખમ એમને શિર. એમ ખળવાર તો ચંચળને થયું. પણ તાર કરવાનો લહાવો પોતે લેવાને બદલે આ મુનીમડું લઈ જશે એ એનાથી વેઠાયું નહિ. બોલી :

'તે શેઠને શા માટે, એના વરને જ કરોને!'

'તે એમને જ કરવાનો કહું છું ને?"

'હં, રઘલાને હવે તો મોટો થયો એટલે દુકાનના ગુમાસ્તા બધા શેઠ કે'તા હશો!' ચંચળે ટિપ્પણ ઉમેર્યું.

નીલમના મુખ ઉપર અને આંખોને ખૂણે રઘુવીરને શેઠ કહેવાતો સાંભળ્યાથી થયેલો અપૂર્વ આનંદ છૂપો રહી શક્યો નહિ.

ગજવામાંથી કાગળ કાઢી મુનીમ તારની હકીકત પેન્સિલથી લખવા માંડ્યો અહીં ચંચળે ક્ષેત્ર કબજે કરવાની છટાથી લખાવવા માંડ્યું:

'લખો કે ચંચળ પહેલે માળથી પડી ગઇ છે માટે જલદી આવો.' બોલીને સહેજ હસી.

સામે નીલમની મા હતી. તેની સામું જોઇને બોલી, 'કેમ, વેવાણ, નહિ તો બિચારા જીવ અહીં આવતાં આવતાંમાં અરધા થઈ જાય ને!' કહીને ફરી હસી પડી, પોતાનાં ત્યાગ અને ચતુરાઇ ઉપર ખારા તો.

વેવાણે કહ્યું: 'ના, ના, તમે ય શું? ઉપરથી દાઝયા ઉપર ઊનાપાણી જેવું કરો છો. તમારી ચિંતા ઊલટી શા માટે માંહી ઉમેરો છો? લખોને કે હવે સારું છે, માટે આવીને તાગડતોબ લઈ જાઓ.'

ચંચળ બોલી, 'લઈ જવાની તો કહેશે શી ઉતાવળ છે? માટે ચંચળ મરી ગઇ એવું જ કાંક કરો, બોલાવવો જ હોય તો.'

મુનીમે અકળાઇને કહ્યું, 'ચાલો, જે લખવું ઘટે તે લખી દીધું છે. અમારે તો રોજના કેટલાય તાર ઘસડવાના હોય. ચિંતા કરશો નહિ ને તબિયતની બરોબર સંભાળ રાખજો.'

'તાર પહોંચશે ને?' મુનીમ સામું જોઈ શબ્દોથી તો અનંતગણું મૂંગી દૃષ્ટિથી જ નીલમે પૂછ્યું. અભિનયથી જ મુનીમે જવાબ આપ્યો 'હા જરૂર.'

સ્ટેશન તરફ જવા માટે સમય થઇ ગયેલો એટલે મુનીમ હાથમાં કાગળિયું હતું ને અંદરથી બહાર નીકળ્યો. નીલમના ખાટલા પાસે ઓશીકે ચંચળ ઊભી હતી ત્યાંથી એણે બહાર ઓસરીમાં પહોંચેલા મુનીમને 'એ!' કરીને ઊભો રાખ્યો અને પોતે કંઇ ફાડતી હોય એમ બે હાથથી અભિનય કરવા લાગી.

પણ મુનીમ હાથમાંનું કાગળિયું ફાડી ન શક્યો. ફરીથી ચંડીરૂપે ચંચળે એ અભિનય કર્યો. ફાડવું તો ક્યાંય રહ્યું પણ મુનીમના હાથમાંથી કાગળિયું નીચે પડી ગયું. ચંચળે, પોતે ગબડી પડતાં પડતાં રહી ગઇ એટલી ઝડપથી બહાર ધસી જઇને કાગળિયું ઝડપી લીધું.

ચરર્ ચરર્ ચરર્!

નીલમની આંખ મીંચાઈ ગઇ. એના ફીક્કા છતાં અપૂર્વ લાવણ્યમય મુખ પર અંતરની કોઇ ગૂઢ વેદનાની લહરી રેખાઓના રૂપમાં ફરકી ગઈ.

'પહેલી ગાડીએ નીકળી આવો' એ મતલબનો કોઈ અજાણ્યા નામની સહીથી તાર આવ્યો ત્યારે રઘુવીરને એના પિતાએ તો દુનિયાદારીના જાણકાર તરીકે કહ્યું કે 'કોઈ દુશ્મને ચિંતા કરાવવા કર્યો હશે. પુનમની વહુ નાસી ગયાના સાળાઓએ કેટકેટલા તાર ફટકાર્યા હતા! પણ આ મકન એમ એમની જાળમાં આવે એવો ખરો ને!' દુકાન આખીમાં ગમગીનીનું વાતાવરણ ફેલાઈ ગયેલું, ત્યાં એમાંથી હસવાનો પ્રસંગ ડોસાએ શોધી કાઢ્યો. રઘુથી એમનું હસવું સહન ન થયું. અને સહેજ કરડાકીથી એણે ડોસા તરફ જોયું. મોં વચ્ચોવચ્ચ જ પડી ગયેલા દાંતની ખાલી જગા ઉપર નજર પડી. આખી દુનિયાનું ચર્વણ કરવા નિર્માયેલા હોય એવા એ દાંત વચ્ચેની એટલી જગામાંથી પોતે જ જાણે બહાર અવશેષ રહી ગયો હોય ને હમણાં એ ઝડપાયો એવી ભયભરી લાગણી એના કરોડરજ્જુમાં પસાર થઈ ગઈ. ડોસા હસતા કરતા ત્યારે કેટલી અકારણ ક્રૂરતા એમના મુખ પર ક્યાંયથી આવીને ફરકી જતી! બાકી આમ તો દુનિયાદારીના ડહાપણની નીકો સમી મોઢાની કરચલીઓ પાછળ એ કશાનો અંદેશો સુદ્ધાં આવવો દોહ્યલો હતો.

રઘુવીર નીકળ્યો ત્યારે ડોસાના ખંડને બારણે 'જાઉં છું' એટલો ઉપચારશબ્દ નાખતો ગયો પાછળથી ડોસાએ બારણે આવી જે શબ્દ કહ્યા તે એટલા જ હતા કે 'બીજું તો ઠીક પણ બચુને સંભાળીને–સાચવીને લાવજે.'

રઘુવીરને ગાડીમાં શું થતું હતું તે તો તેનો રામ જાણે, પણ સારે રસ્તે એનું હૃદય જાણે ગાડીના એંજિનને ધક્કા મારી, વેગથી આગળ ધપાવતું હતું. અંધારી ઘોર રાત્રિમાં એ જ એંજિન પાસે ઊંડી વેદનાની જાણે ચીસો પડાવતું હતું. બારી બહાર જોતાં રઘુવીરને તારાઓ બૂઝાઈ જતા લાગતા. પૃથ્વી અંધારામાં ચક્કર ચક્કર ફરતી ભાસતી. પૈડાંના ઘર્ઘર અવાજમાં એના ચિત્તને થતું કે પૈડાં માથા

પર ચાલે છે ને હમણાં જોતજોતાંમાં આખો ડબ્બો જમીન સાથે ઘસાઈને હતો ન હતો થઈ જશે. મન દિશાચૂક થઈ જાય છે. જાણે કોઈક, ગાડીવાળાને ફોડી, પોતાને પાછો મુંબઈ લઈ જતું હોય એમ એને મનમાં પાકી ખાતરી થઈ જાય છે. સારું જગત પોતાને નીલમથી દૂર રાખવા કાવતરું કરી રહ્યું હોય એમ એને સ્પષ્ટ દેખાય છે. અર્ધતન્દ્રામાં ઊઠી એ ગાડી અટકાવવાની સાંકળ પણ પકડે છે. કોઈ મુસાફર એને રોકે છે તો કહે છે 'મને પાછો મુંબઈ કેમ લઈ જાય છે?' પેલો હસે છે. રઘુવીરને મનમાં નક્કી વસી જાય છે કે હસે જ ને! દુનિયા તો હસે જ ને! આ લોકો મને ને નીલમને નહિ મળવા દે!

બીજે દિવસે લગભગ બપોરે એ ઊતર્યો ત્યારે એના વાળ ઊડતા હતા. મોં ભયંકર થઈ ગયું હતું. નૂર ઊડી ગયું હતું. વાઢો તો લોહી ન નીકળે. સ્ટેશન પર ઊતર્યો ત્યારે પૈસો પૈસો કમાઈ માબાપને ટેકો આપતાં નાનાં મજૂરછોકરાં ભયથી નાસીને બોલી ઊઠયાં, 'ગાંડો!' 'ગાંડો!'

ગામથી કોઈક સામું લેવા આવ્યું હતું. બસસર્વીસવાળા પાસેથી 'સ્પેશિયલ' ગાડી લઈ ઘેર ગયા. આવેલો માણસ વગર પૂછ્યે કહ્યે જાય છે: 'સારું છે.' 'તમને બહુ યાદ કરે છે.' 'મોંઢામાં જીભ ચાલતાં નથી.' 'રામ રામ કહો! એમ કોઈ કહે છે તો 'રઘુવીર!' એમ ધીમે ધીમે કહે છે.' આ શબ્દો રઘુવીરને કાને ય પડતા નથી. એનો જીવ તો કોણ જાણે કયાં ભમે છે? મોટરવાળાના હાથમાંથી 'વ્હીલ' લઈ લઈ પોતે ઝડપભેર ગાડી મારી મૂકે છે. આખું ગામ વીંધી ઘર સુધી લઈ આવી ઊભી રાખે છે. શેરીમાં એકબે છોકરાં પણ વચ્ચે આવતાં રહી ગયાં. ઊતરીને દોડતો દોડતો ઘરમાં ધસ્યો. બારણામાં પગ મૂકતાં જ નીચે તાજી લીંપેલી ધરતી પર મશરુની તળાઈઓ પર પોઢનારીને સુવાડેલી જોઈ થંભી ગયો.

બધાને થયું કે એ નીચે ઢગલો થઈ પડશે. અને એનું રડવું ખાળ્યું ખળાશે શી રીતે?

પણ એ ન તો ગબડી પડ્યો, ન રડ્યો. પૂર વેગથી ધપતું પાણીપૂર ભૂસકો મારતાં પહેલાં પળ થંભતું ભાસે છે એમ એનું ચેતન કોઈ મોટા આંચકા સાથે ક્ષણેક ખોટકાઈ ગયું. હૃદયની વેદનાએ આંસુ બની પાંપણે નીતરવાને બદલે સમગ્ર ચિત્તને જળબંબોળ કરી મૂક્યું. ચિત્તની એ દશામાં રઘુવીર બેફામ હસી પડ્યો.

સૌ ચકિત થઈ ગયાં. વહુના મોંઢા પર લૂગડું વાળી દીધું. ફાટી આંખે કરેલું નીલમનું એ છેલ્લું દર્શન.

રાતે મેડા પર રઘુવીરને સુવાડ્યો હતો. ભાણિયોશેઠ તાકડે આવી ચડેલો તેને ચંચળે એની સંભાળ રાખવા મૂક્યો હતો.

રઘુવીર ઊંઘતો હતો? રઘુવીર જાગતો હતો? આત્માની અમુક સ્થિતિઓ માત્ર જાગ્રતિ ને ઊંઘમાં જ બધો સમય વહેંચવાની રીતથી સમજી શકાય ખરી?

અધમધરાતે રઘુવીરે પડખું ફેરવ્યું. કાન પર આવતો, કોઈ કાળજર્જરિત પૂર્વજશા પીપળાના ખડખડ હસવાનો અવાજ પડ્યો. દસબાર વ્યંજનને ગળામાં દળીને ચૂરેચૂરા કરી નાખતા ઘુવડનું અટ્ટહાસ્ય દૂર ખીણોમાં ગાજતું હતું.

પડખે ભાણિયાશેઠના ઘોરવાનો એકધારો ખડબચડો અવાજ આવતો હતો. એ જ દુનિયાનો અવાજ!

# અને મંજુનો વર

## ૧

કર્દમને એમ. બી. બી. એસ. માટે મુંબઇ જઇને રહેવાનો પ્રસંગ આવ્યો ત્યારે ગોવિંદશેઠ સહેજ મૂઝવણમાં પડી ગયા. એમણે પોતાની દૃષ્ટિ કોલાબા–પાલવાથી શરુ કરી અંધેરી–વરસોવા સુધી ફેરવી જોઈ પણ મુંબઇ આખામાં કોઈ એવું જડયું નહિ, જેને ત્યાં દીકરો સુખેદુઃખે એક વરસ રહી શકે ને ભણવાનું આગળ ચલાવે. એક વખત મુંબઈના ભલભલા વેપારીઓ નાના ગોવિન્દને માટે ખાસ ભેટો લઇ આવતા. પિતાશ્રીની મુંબઇનાં બજારોમાં હાક વાગતી. ધનિક માબાપને પેટ એકના એક સંતાન તરીકે પોતે હતો. સાંભળવા પ્રમાણે પોતાના જન્મ પછી ઠેઠ મુંબઇલગણના શ્રીમંતોએ મોકલેલાં વસ્ત્ર, ધરેણાં ને રમકડાંનો જથ્થો એટલો મોટો હતો કે કેટલીય બધી પેઢી સુધી પહોંચી શકત. પણ અત્યારે હવે પોતાના દીકરાની આ દશા છે ! ગોવિન્દ શેઠના મુખમાંથી લમણે હાથ મૂકી વિચાર કરતાં કરતાં નિઃશ્વાસ નીકળી ગયો.

'તે, બેટા, એમાં મૂંઝાય છે શા માટે?' વૃદ્ધત્વથી કમ્મરે નમી ગયેલાં બોખા દાંતવાળાં માતુશ્રી બોલ્યાં. બોલ્યા પછી પણ નીચેનું જડબું એમનું કેટલીય વાર સુધી હાલ્યાં કર્યું.

'કાંઈ મૂંઝાતો નથી. તમને બહુ ખબર પાછી બધાના મનની?' ખોટું હસવા કરતાં ગોવિંદશેઠ બોલ્યા.

'ભાઈ, તને ઘોડિયામાં હતો ત્યાંથી રાત દિવસ ઉછેર્યો છે ને એટલી ય માડીના મનને ખબર નહિ પડતી હોય?' દાંત વગરનું નીચું જડબું હાલતું અટકે તે પહેલાં તો એમને ફરી આ શબ્દો બોલવાનો શ્રમ વેઠવો પડયો.

'શું છે કહો ત્યારે?' ગોવિંદશેઠ ઉંમરલાયક માણસ હતા. પણ મા આગળ નાના કીકલા થઈ જતા. શ્રીમંત માબાપનું મોટી ઉંમરે આવેલું એકનું એક લડાવેલું સંતાન હતા.

'તને આપણા કર્દમની ચિંતા લાગી છે. બીજું શું? કાં તો ભણાવવાની, કાં પરણાવવાની.' નીચે બેસી ઢીંચણ ઊંચાં કરી એને ટેકે હાલતું જડબું એમણે ગોઠવ્યું ને શ્વાસ લીધો.

'હો, અર્ધું તો સાચું પડયું તમારું. અથવા તો લગભગ આખું જ. પરણાવવા માટે તો આ ભણાવવાની રામાયણ છે ને? તેને જ પહેલી તો આંટાપવી પડશે.'

'તે એમાં આટલી મોટી ફિકરો શેની? લે હું તોડ કાઢી આપું.' બોલી, પાછી ઢીંચણ પર દાઢી ગોઠવી દીધી.

કર્દમનું ઈન્ટર સાયન્સનું પરિણામ આવ્યા પછી એને વિષે ગોવિંદશેઠને મા જોડે આ કાંઈ પહેલીવાર વાત થતી ન હતી.

'જો, આજે મને માતાજી સ્વપ્નામાં આવ્યાં હતાં ને એ પરથી સૂઝી આવ્યું કે દરિયાવ બેનના દીકરાને ત્યાં આપણો કદમ

રહે તો ?' ગોવિન્દ શું બોલે છે એ જોવા ડોસાએ બોલ્યા પછી ઊંચે જોયા કર્યું.

'સાચું છે. મને કોણ જાણે કેમ પણ સૂઝયું જ નહિ. પુનમ તો મરી ગયો છે. પણ એનો ભાઇ હવે શેઠ થઇ બેઠો છે તે આટલું પણ નહિ કરે ? બાકી પુનમની તો વાત જ જુદી હતી. આપણા મુનીમે જોઇને જ ભાવિ ભાખી દીધું'તું.'

યુવાવસ્થામાં પુનમની પોતાને અદેખાઈ આવતી એ ગોવિન્દ-શેઠ ભૂલી ગયા ન હતા. લડાઈમાં એ તો ખૂબ કમાયો પણ ગોવિંદ-શેઠ તો કાચી ઉંમર અને પિતાશ્રી ગુજરી ગયા બાદ બીજાઓએ અવળે રસ્તે દોરી વેપારધંધા કરાવ્યા તેથી અને લડાઇ અગાઉ બેંકો તૂટી એમાં ખુવાર થઈ ગયા હતા. માંડ માંડ પોતાનું ચલાવતા હતા. એમ તો કાંઇ સળી સૂંઠ અજમામાંથી જાય એવી હતી નહિ. રોટલાના સાંસા પડે એવું છેક ન હતું. સહેજે આરામમાં પોતાની જીંદગી તો ગબડાવી શકાય એમ હતું જ. પછીથી ગોવિંદ શેઠ ધંધામાં બાથ ભીડતા નથી. બજાર જુએ છે ને પોતાની પાસે છે એટલું સાચવી સુખનો રોટલો ખાય છે. દીકરાને એમણે દાકતરની લાઈન લેવડાવી છે. એમાં એમને સ્વાર્થ સાથે પરમાર્થ લાગે છે. પણ હવે મુંબઇમાં જઇને એણે રહેવું જોઇએ. એની સવડ કરી શકાય એવી હવે સ્થિતિ નથી. બીજાં નાનાં બાળકો છે તેમનું ભરણપોષણ અને ભણામણ તથા ભાવિ કારકિર્દીમાં મદદ એ બધાનું હવે રૂપિયા આના પાઇના હિસાબમાં ગણતરી કરવી પડે એવી અત્યારે કોથળીની હાલત છે. વૃદ્ધ માની સલાહ સવળી પડી જોઇ એમને 'સાઠી બુદ્ધિ નાઠી' એ કહેવતમાંથી વિશ્વાસ ઊઠી ગયો. માના વિચારને સહર્ષ વધાવી લઇ એમણે કર્દમ બાબત મકનશેઠ સાથે પત્રવ્યવહાર ચલાવી સારો દિવસ જોઈ પુત્રને રવાના પણ કરી દીધો.

'તમારા ઘરનું તો અમારા પેટમાં અન્ન છે. હજી તો એના ઓડકાર આવે છે. એ શું બોલ્યા?'—આ શબ્દોમાં મકનશેઠે 'તમારી છાયા નીચે મને પિતાજીએ મૂકયો છે.' એવા કર્દમના શબ્દોનો ઉત્તર આપ્યો.

વળી બોલ્યા, 'તમને તો બધું જ અમારું દઈ દઈએ તો પણ ઓછું છે.'

'એ તો તમારી સુજનતા છે.' વિવેકી કર્દમ બોલ્યો.

સાંભળી ડોસા સહેજ હસ્યા. મોંઢામાં એક દાંતની ખાલી જગા જોઈ કર્દમને તરત જ પોતે ઉચ્ચરેલા શબ્દોના સત્ય વિશે શંકા થઈ. એને સુજનતા કરતાં કાંઇક જુદું જ તત્ત્વ મન આગળ પ્રતીત થયું. રખેને એવું એવું કંઈ વળી બીજું મનમાં સમજાઈ આવે એવા ભયથી એ ઊઠીને બહાર નીકળ્યો. પાછળ શબ્દો આવ્યા: 'તમારું જ ઘર છે હોં!'

કર્દમને પણ થયું કે પોતાનું ઘર આવું હોય તો પોતાને કશો જ વાંધો નથી.

એના ઉમંગી સ્વભાવને મુંબઇનું બધું જ નવું નવું લાગતું હતું ને મનમાં ગમી જતું હતું. આવા મોટા દરિયા જેવા શહેરમાં રહેવાનું હોય, ને એમાં મગરમચ્છની માફક મહાલવાનું હોય તો કેવી મજા પડે! નાના બાળકને રમકડાંનો આખો ઢગલો મળી જાય ને જેવું થાય એવું એના આત્મામાં થઇ રહ્યું. કાંઇક નવીનની, કાંઇક સુંદરની, અપેક્ષા એના પ્રાણમાં સ્ફુરાયમાણ થઇ રહી.

દસેક વાગ્યાને સુમારે 'શેઠને તો મોડું થશે' એમ કહી નોકરે કર્દમને જમવા બોલાવ્યો.

સવારના નોકર ચા આપીને, નહાવાની જગા બતાવી ગયેલો. ત્યારનો એ તૈયાર થઇને બેસી રહ્યો હતો.

કર્દમ ઊઠ્યો. નોકરની પાછળ પાછળ જઈ રસોડા પાસે જઈ ઊભો. રસોડાની અંદર ધસી જતાં એને સંકોચ થયો. હાથમોં ધોઈ ટુવાલથી લૂછતો લૂછતો ઊભો રહ્યો. એમ કે કોઈક આવે ને તેને ઓઠે ઓઠે હું પણ અંદર જાઉં. એણે સાંભળ્યું હતું કે શેઠને એક બી. એ. માં ભણતો પુત્ર અને નિશાળનો અભ્યાસ પૂરો કરવા આવેલી પુત્રી છે. બેમાંથી કોઈ જ દેખાયું નહિ. માત્ર અંદરથી મધુર ભાવકંપવાળો અવાજ સંભળાયો :

'નથી આવ્યા ?'

'આવ્યો છું.' સવાલ નોકરને હતો, પણ જવાબ બહાર ઊભેલા કર્દમથી એકાએક અપાઈ ગયો.

પણ કર્દમે એકવાર શબ્દો બોલાઈ ગયા પછી સંકોચ સેવ્યો નહિ.

'મને બોલાવ્યો ?'

ઊલટું અંદર હતું તે માણસ સંકોચ અનુભવવા લાગ્યું.

'હા.' એટલું કહી એણે થાળી પીરસવા માંડી.

પીરસાઈ રહ્યા પછી પણ કર્દમે ખાવાનું શરૂ ન કર્યું. મનમાં વિચારતો હતો કે નોકર બોલાવવા જાય તોયે આ ઘરનાં છોકરાંઓ હજી આટલી બધી વાર કેમ લગાડતાં હશે. પોતાને ઘેર નાનાં ભાઈ ભાંડુ મોટેથી એકાદ જણ બૂમ પાડીને બોલાવે કે તરત બધાં દોડી આવતાં. કાં તો ઉપરથી વારેઘડી બારીમાંથી ડોકિયું કરતાં ટાંપી જ રહ્યાં હોય.

'કેમ બેસી રહ્યા ?'

કર્દમ પોતાને ઘેરથી એક કૂદકે અહીં આવી પડ્યો. બોલ્યો:

'હજુ આ લોકોને આવવા દો ને!'

બોલીને પોપચાં ઊંચાં કરી પીરસનારને એક ઉન્મેષમાં એણે જોઈ લીધી. એને આ બાઈ જોડે બોલતાં સહેજ ક્ષોભ થતો હતો. એને 'બાઈ' પણ કેમ કહેવાય? કેમકે ઉંમરે તો માંડ સોળની હશે. છતાં સોળની છે એમ પણ કેમ માની શકાય? કેમકે એનો મેલો સફેદ પહેરવેશ, બેસવાની રીત અને ખાસ તો મુખભાવ એ સંસારના તાપમાં પકવ થયેલી પીઢ સ્ત્રી હોય એવું સૂચવતાં હતાં માત્ર એના મુખના બે શબ્દ સાંભળવા મળે એમાં સાંભળનારનું ખરું સૌભાગ્ય સમાયું હતું. એટલો બધો ઊંડા ભાવનો ઘેરો થથરાટ એના શબ્દોમાં રહેતો કે સાંભળનાર આખા શરીરનો એક કાન કરીને સાંભળી જ રહે. એને બોલતી સાંભળવાની પળની આતુરતામાં કર્દમે વિચારે કર્યો કે પોતાને આમ વાત કરતાં શેઠનાં પુત્રપુત્રી જોઈ જશે તો એમને પોતે રમૂજનો વિષય પૂરો પાડશે

'કિયા લોકોને?' પીરસનારી કાંઈક ગામડાંના ઉચ્ચારણથી બોલતી હતી. કર્દમને વાત કરવાની ઈચ્છા ન હતી છતાં બોલ્યો. આ શબ્દો શેઠનાં પુત્રપુત્રી સાંભળે તોય કાંઈ ખોટું ન હતું.

'શેઠના દીકરા ભણે છે ને બી. એ. માં એ. અને...'

'કોણ? પણ શેઠના દીકરા તો બિમાર છે. હજી હમણાં ઊઠયા હશે. ચા મોકલાવી છે.'

'એમ કે?'

'હા. તમે બેસી જાઓ.' પીરસનારીના વિનયથી કર્દમ આશ્ચર્ય પામ્યો. આ આવી છે તો શેઠની દીકરી કેવીક હશે!

'અને...અ...ને...' જમવાનું શરુ કરતાં કર્દમ બોલ્યો.

'કોણ?'

'શેઠની દીકરી? ઘરનાં બધાં સાથે મળીને જમવા નથી બેસતાં?'

'ના. સૌને ફાવે તેમ બેસે છે. હવે તમે શરુ કર્યું છે તો જમી જ લોને. કોઇની રાહ જોવાની જરૂર નથી.'

'ના, હું કયાં રાહ જોવાનું કહું છું ? આ તો એમ કે ઘરનાં લોકોની પહેલાં પહેલાં બેસી જવાની મને કાંઈ ઉતાવળ નથી એટલું જ.'

'મેં કહ્યુંને કે રઘુભાઇ–શેઠના દીકરાને તો હજી હમણાં સવાર પડી હશે. મોટા શેઠ બપોરે આવવાના. ને...'

કર્દમે ઊંચે જોયું. દૃષ્ટિમાં પ્રશ્ન હતો 'ને ?'

'...ને શેઠની દીકરી પણ હજી ત્રણેક કલાકે જમશે'

'ભણવા જતાં હશે. પણ હવે તો શાળાઓમાં બપોરનો સમય થઇ ગયો હશે.'

'હા. પણ હજી તો નિશાળો હમણાં ઊઘડી. હજી ભણવા જવું શરુ કર્યું નથી.'

'તો ?'

'કામમાં હશે.' પાપડ શેકતાં શેકતાં એ બોલી.

'એમ ?' સહેજ હસીને, ચૂપચાપ કર્દમ ખાવા માંડયો.

'કેમ હસવું આવ્યું ? તમે અહીં ભણવા આવ્યા છો, નહિ ? ને અહીં ભણવાનું વાતાવરણ તો એવું જ છે એમ ધારી હસ્યા ખરૂંને ?'

'ના, ના. ભણવાનું વાતાવરણ તો હજી હવે હું જોઈ શકીશ ને ? આવ્યો તો હમણાં જ છું. કોઇ સાંભળશે તો કહેશે એટલા-માં જ વગર જોયે ટીકા કરવા માંડી.'

'કોઇ નહિ સાંભળે તો યે, હું જ નહિ કહી દઉં ?' કહી એ હસવા ગઈ. અને હસવા ન ટેવાયેલી હોય એવી રીતે હસી.

'સારું.' કહી કર્દમ ખાવામાં રોકાયો.

ઉપરથી રસોયો ચાની ટ્રે લઇને આવ્યો.

'આટલીબધી વાર?' શાક પીરસતાં પીરસતાં બોલી: 'રામાને બહાર મોકલ્યો છે. રઘુભાઈનાં કપડાં બાથરૂમમાં મૂક જો. હું આવું છું.'

રસોયો ગયો એટલે એની પીઠ તરફ નજર કરી કર્દમ બોલ્યો: 'રઘુભાઇ લાંબા વખતથી બીમાર છે?'

'હા. ત્રણ મહિના થઈ ગયા. ને કોણ જાણે ક્યારે મટશે?' બોલી ત્યારે એનો અવાજ અત્યંત ભાવથી કંપાયમાન થતો હતો.

'હું ય તે દાકતરીનું ભણવા આવ્યો છું.'

'તે?'

'કદાચ કામમાં આવીશ.' મહત્ત્વાકાંક્ષાપૂર્વક કર્દમ બોલ્યો.

'ખરેખર?'

બોલીને કર્દમની સામે નવા અવતારની આશા આપતા દેવ તરફ કોઇ આર્ત્ત જીવ જોઈ રહે એમ એ અકથ્ય લાગણીથી છલકાતી દૃષ્ટિએ જોઇ રહી. ત્યાં,

'ક્યાં ગયો'લા? બેન ક્યાં છે?'

કરતોક એક યુવક રસોડામાં ડોકાયો ને અંદરનું દૃશ્ય જોઇ સ્તબ્ધ બની ગયો. તરત એ ક્ષોભથી સહેજ પાછો હટી ગયો. એના મોંઢામાંથી શબ્દ નીકળી ગયો: 'મંજુ!'

'ઉપર હશે!' એટલું કર્દમથી બોલાઈ ગયું. આ 'બેન' વાળો કોણ હશે એ એને સમજાયું નહિ. સવાલ પણ પોતાને તો નહિ જ પૂછાયો હોય એવી ખાતરી છતાં પૂછનારને ક્ષોભમાંથી બચાવવા એણે એ શબ્દ કહી દીધા. પેલો દાદર તરફ વળ્યો. કર્દમ પીરસનાર તરફ જોઈ બોલ્યો, 'હા પણ મંજુબેન જ નામ, ખરુંને? શેઠ સવારે એવુંજ કાંઈક નામ બોલ્યા હતા.'

'કોણ જાણે?' કહી રસોયાને આવતો જોઈ એ ઊઠી ને હાથ ધોઈ લૂગડાને છેડે લૂછતી લૂછતી દોડી. પેલો નવો આવનારો

ઉપર ચડતો હતો તેની જોડે વાત કરતો કરતો રસોયો નીચે ઊતરતો હતો. રસોડામાં આવીને બોલ્યો :

‘ મંજુબેન ગયાં ?’

‘ કોણ ?’

‘ મંજુબેન. કેમ ?’

‘ મેં જોયાં નથી. દાળ આપો જો થોડી.’

‘ હમણાં–સુધી તો અહીં હતાંને ?’

‘ કોણ ? પીરસનારી બાઈ ?...બસ એક કડછી જ...થયું, પત્યું. હવે સહેજ ભાત મૂકો એટલે પત્યું.’

રસોયો હસીને બોલ્યો : ‘ મંજુબેન બેસી રહ્યાં ને પીરસ્યું તો લાગતું જ નથી.’

‘ શું તમે બાકી છો ?’ સહેજ અકળાઈને કર્દમ બોલ્યો, આ પીરસનાર એ જ મંજુબેન ?’

‘ હા. ત્યારે કોણ ?’

‘ ને મેં તો પેલા માણસને કહ્યું કે ઉપર હશે. મને શી ખબર કે આવી શેઠની છોકરી હશે ?’

“ ‘આવી ’ તે કેવી વળી ? પણ આમ સાદાં ન રહે તો ચાલે પણ કેમ ? હમણાં ઉપર ગયા ને ? તે એમના વર. બેન તો પટપટ ભણ્યે જાય છે ને વર તો મારી પેઠે ‘માટલીક’ પણ થયો નથી. શું કરે ?” મારી પેઠે–બોલતાં એ મલકાયો.

‘ એમ ?’ જેમ તેમ દાળભાતના કોળિયા ગળે ઉતારી કર્દમ હાથ ધોઈ કરી પોતાના કમરામાં ગયો.

ત્યાં બેઠા બેઠા કર્દમે પોતાના કાનથી આ ઘરની જેટલી માહિતી મેળવી શકાય તે મેળવવા માંડી. દૂર સામેના ઓરડામાં એક બાળકનો રડવાનો અવાજ હમણાં સંભળાયો હતો. તેને કોઈ

આયા તૂટયાફૂટયા ગુજરાતીમાં લાડ કરીને શાંત કરતી હતી. પોતાની ઓરડી આરપાર જોતાં બંગાળ ગૌર મુખની ખ્રિસ્તી જેવી દેખાતી આયા નજરે પડી. ભવિષ્યના ડૉક્ટરને પળવાર પોતે હૉસ્પીટલમાં હોય એવું લાગ્યું. હમણાં જ પોતે અજાણ્યે શેઠની દીકરી આગળ એના ભાઈને સાજો કરવાનું બીડું ઝડપ્યું હતું ને કેટલા ભાવથી એણે 'ખરેખર ?' કહી પોતાની સામે જોયું હતું? જરૂર પોતે એક મોટો ડૉક્ટર થશે અને તે સારુ આ સ્થળ જ એને માટે નિર્માયું હોય એમ એને લાગ્યું. મહેચ્છાની આછી તન્દ્રામાં કંઈ કંઈ સ્વપ્નાં તરતાં હતાં ત્યાં નીચેથી રસોયાનો ઘરગજાવતો અવાજ આવ્યોઃ

'જીવરાજ શેઠ, જમશો ? જલદી આવો. થાળી પીરસી છે.'

કોઈએ જવાબ ન આપ્યો એટલે ફરી નીચેથી બૂમ આવી : 'જીવરાજભાઈ, જમી લો. ખાવાનું ઠંડું થઈ જાય છે.'

'છો થતું. મને પૂછયા વગર શા માટે પીરસ્યું તેં ?' રસોડા તરફની બારીમાંથી ઊંચેથી જ જીવરાજનો અવાજ સંભળાયો.

'મારા મનમાં આટલા વહેલા તમે શેના જમ્યા હો ?' નીચેથી રસોયો બોલ્યો. 'આટલા વહેલા,' 'શેના,' એ બે શબ્દો એણે ગુસ્સામાં ભારે કટાક્ષથી કહ્યા હતા.

'મારે નથી જમવું. રુચિ નથી.' ક્રોધ બતાવી શકવાનું આ સ્થળ નહિ હોવાથી માત્ર દૃઢ આત્મનિર્ણયના અવાજથી જીવરાજ બોલ્યો. પળવાર શાંતિ છવાઈ રહી.

બે હાથનાં આંગળાં એકમેકમાં ભેરવી તેને ટેકે માથું અઢેલી કર્દમ ખુરશીમાં ડોલતો ડોલતો વિચાર કરતો હતો : એણે શું કહ્યું ? 'રુચિ નથી' ? શાની રુચિ રહે ? મને અજાણ્યાને પેલીએ પીરસ્યું અને એને જો રસોયાને હાથે જ પીરસાવાનું હોય તો... આ ઘરમાં સૌ કોઈ બિમાર લાગે છે. ને હું ડૉક્ટર થવા આવ્યો છું. 'ખરેખર ?' મંજુનો ભાવભર્યો પ્રશ્ન એને સાંભર્યો.

# ૨

મોડી રાતે એકાએક પડખેના કમરામાં અવાજ થઈ આવતાં કર્દમ ઊભો થયો. બહાર આવી ઊભો. બારી એક ખુલ્લી હતી. બારણું બંધ હતું. 'ગઈ! ગઈ!' ના અવાજો કરતો એક યુવક બેબાકળો બનીને અંદર વીજળીની ચાંપ દબાવી ચારે કોર તીક્ષ્ણ નજરથી તપાસતો હતો. 'નીલમ!' એટલું બોલી એણે દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને ધબ્બ દઇ સોફામાં પડતું મેલ્યું.

'કેમ? શું છે? શું છે?' કર્દમ બોલ્યો. કાંઈ જવાબ ન આવ્યો. કર્દમે બહારથી આગળી ખોલી બારણું ખખડાવી જોયું. પેલા યુવકે બારીમાંથી એની સામે જોયું. એની આંખો સૂનમૂન હતી.

'કેમ? કેમ આવ્યો છે? મને ગાંડો કહેવા માટે, ખરું ને?'

'ના રે ના. હું શામાટે તમને એમ કહું? કાંઈ ગાંડા થયા?' કર્દમ વિનયથી અને નવાઇથી બોલ્યો.

'તો ઠીક,' હસીને યુવક ઊઠયો. બારણું ઉઘાડયું. બોલ્યોઃ 'બારણાં ખુલ્લાં જ છે. પણ આવનાર કયાં છે? આવનાર હતું ત્યારે એને ખોલવાની તકલીફમાં ઊતરવું પડતું.'

એની આંખમાં કોઈ અગમ્ય અંજન આંજેલું હોય એમ એ કશાકની સામે ન જોતો હોય એ રીતે જોઇ રહ્યો.

કર્દમ અંદર આવીને બેઠો.

'તમારું નામ રઘુભાઈ, નહિ? બપોરે તો કોલેજ તરફ ગયો ને સાંજે મોડેથી આવ્યો ત્યારે આ બારણું ને બારી બંને બંધ હતાં. તમને મળવાને બહુ આતુર હતો.'

સાંભળી રઘુવીર ખડખડાટ હસી પડયો.

'નામ? હા! હા! હા! હા!...કોનું નામ? મારું? તમારું? હા! હા! હા! હા!' અને પોતાની સામે આંગળી ચીંધી બોલ્યો: 'આ જે છે તેના નામની શી જરૂર છે? મહિમા તો, નથી તેના નામનો છે. નીલમ! નીલમ! તમે એ નામ સાંભળ્યું છે?'

'ના, પણ હમણાં બત્તી કરતાં પહેલાં તમારે મોંઢેથી એ જ નામ નીકળ્યું હતું.'

'હા. બત્તી તો કરું જ ને? અંધારામાં મને એનો ઉજાસ દેખાય છે. અજવાળામાં એ અંધારમય થઇ જાય છે.'

'કોણ?' કર્દમથી સવાલ પૂછાઇ ગયો.

'નીલમ.'

'એટલે?' કર્દમ નીલમ–રઘુના સંબંધી બિનવાકેફ હતો. બે કુટુંબો છેલ્લાં વરસોમાં એકએકથી એટલાં દૂર થયાં હતાં.

'એટલે સારી દુનિયા. આ નાચીજનું સર્વસ્વ. પૃથ્વી પરનું સ્વર્ગ. સ્વર્ગનો પરમ સોહાગ. મૃત્યુલોકનું અમૃતબિંદુ. શું કહું ને શું નહિ?'

'તમારે ને એમને ઓળખાણ હતી?'

'હા.–અરે ના. હતી નહિ, હવે થઈ.'

'તો, તમને મળતાં નથી?'

'મળે છે કદી, કદી.'

'સાથે રહી શકો એવું બને એમ નથી?'

'કેમ ન બને? હું મરી જાઉં એટલી વાર.' બોલીને એ ઊઠયો ને બારણા તરફ દોડયો. ઠેઠ કઠેડા પાસે જઇને પડવા કરતો

હોય એમ કરવા લાગ્યો. પણ કર્દમે એને જોરથી ઝાલી રાખ્યો અને જેમ તેમ કરી અંદર ખેંચી લાવ્યો.

'શું છે ?'

રાત્રિની શાંતિમાં તો અનેકગણા મધુર લાગતા અવાજકંપથી બોલતી મંજુ બારણા વચ્ચે ઊભી હતી. ઊંઘથી ચોળાયેલો એનો છૂટો પાલવ પવનમાં લહેરાવા લાગ્યો. અને વીખરાયેલી વેણી બે હાથે સમી કરતી બોલી, 'ગભરાવી મારી મને તો! મેં જાણ્યું કે શું થયું આ? ભાઇ, સૂઈ જાઓ જોઉં નિરાંતે.' અને કર્દમ તરફ જોઈ બોલી : 'તમે પણ ગાંડા હશો એની સવારે ખબર પડી ન હતી. તમારે, નહિ તો બહારની આગળી ખોલવાની શી જરૂર હતી? મેં પણ રોજની જેમ જ વાસ્યું. ખરું જોતાં તો મારે જ સમજીને તાળું મારવું જોઇતું હતું, કાં તો ભાઈની કે કાં તો તમારી ઓરડીને.'

કહીને એ હસી. જૂઈની હાર જાણે ઝબકી.

કર્દમ અવાક્ ઊભો હતો. હજી બધાને સામાન્ય વ્યવહારમાં ઓળખે એ પહેલાં આમ ઓચિંતા અસામાન્ય સંજોગોમાં પરિચય વધશે એવો એને ખ્યાલ જ ન હતો. એનામાં સમજણ ઊંડી હતી. પણ હજી મુગ્ધ હતો અને આ લોકોના જેવું બોલતાં એને કેમ કરી આવડે ?

પજવવાની જાણે મજા માણતી હોય એમ, ત્યાં, મંજુ બોલીઃ

'આમ તમે મારા ભાઈની બિમારી દૂર કરવાના હશો ? આ તો રોગની સાથે દરદી પણ કાઢવાની રીત લાગે છે.'

સારું હતું તે આવા કડક શબ્દો બોલનારનો કંઠ અત્યંત મીઠો હતો, છતાં છેલ્લા શબ્દો બોલતાં બોલતાં એના અપ્રિય અર્થને લીધે એ કંઠ પણ કઠોર બન્યો.

જવાબ રઘુવીરે આપ્યો : 'મારી બિમારીની વાત કરે છે, અને તે દૂર કરવાની? મારી બિમારી મને મુબારક હજો. અને કહું છું, એવી બિમારી સહુને હજો.' અને કર્દમ તરફ જોઈને બોલ્યો, 'તમારા હાથમાં કોઈ જાદુ હોય તો આ છોકરી ઊભી છે ને–મારી બેન-એને પણ થોડીક બિમારી ચાખવાની જરૂર છે. દિલની બિમારી એ આદમીની તન્દુરસ્તીની નિશાની છે.' અને મંજુ તરફ જોઈ બોલ્યો, 'આ રોગ એવો છે કે દરદીની સાથે પણ જાય નહિ. રોગ જાય ને દરદી રહે એ દુનિયાને ભલે મુબારક હોય. અમારે તો દરદી ભલે જાય, રોગ રહે એ જરૂરી છે. નીલમ ગઈ. પ્રેમ છે. પ્રેમ જાય ને નીલમ રહે એ અમારે ન જોઈએ.'

શરમાઈને મંજુ ઊભી હતી તે એકદમ બારણા તરફ ખસી. વીજળીની ચાંપ પર હાથ દઈ કર્દમને 'તમે જઈ ને સૂઈ જાઓ. નહિ તો આમને આમ સવાર થશે!' એમ કહી એને બહાર નીકળવા દઈ બારણું બંધ કરી દીધું. બહારથી આગળી વાસી. ફરીથી એને ન આવવાની કર્દમને જાણે કે આજ્ઞા કરી ઝડપથી ચાલી ગઈ. અંધારામાં અંધારું મળી ગયું. કર્દમની દૃષ્ટિ એની પાછળ પાછળ ગઈ પણ થોડીક વારમાં જ પાછી ફરી. એનું શાંત તેજ કેવું શોભતું હતું! કશો જ આડંબર નથી, અલંકાર નથી. સાદા રૂપમાં સરળ સ્ત્રીત્વ છે માત્ર. પ્રણયની ચમક નથી, છતાં અવાજને આંદોલને આંદોલને એ જ તો ધબકી રહે છે. રાત્રિને સૂર્યનું તેજ નથી, પણ નક્ષત્રોનો આછો ઉજાસ એને અંગાંગે જ ટપકે છે ને?

બીજે દિવસે રઘુવીર સાથે વાતો કરતાં કરતાં કર્દમને કુટુંબનો સારો યે ઇતિહાસ સમજવા મળ્યો. સામાન્ય રીતે વાતચીતમાં રઘુવીરની વાક્છટા જોઈ કર્દમ આશ્ચર્યચકિત થઈ ગયો. આ ઘરનાં

છોકરાં કોઇ અનેરા વર્ચસ્વવાળાં હોય એમ એને દેખાયું. રઘુવીરના જીવનનાં થોડાંક પ્રકરણ એને સ્વમુખે ઉખેળાતાં એની યાતના જોઇ કર્દમને રઘુવીર માટે અત્યંત સહાનુભૂતિની લાગણી થઇ. પોતે એને બને તેટલો સહાયરૂપ થવા નિશ્ચય કર્યો. મંજુ માટે રઘુવીરે કહ્યું:

'મારે માટે તમે ચિંતા કરશો નહિ. મારી વેદનાનું તો ઠીક છે. પણ મંજુ? મંજુની તો વાત જ થઇ શકે એમ નથી. મેં તો જિન્દગીનો ભરભર પ્યાલો પીધો છે. ને આ છોકરી તો મારું દુઃખ જોઇ દૂર જ ભાગે છે. વિવાહ કરી રાખ્યો છે, પણ કહે છે કે પરણવું નથી. નથી ઓઢતી, નથી પહેરતી, નથી મોં હસતું રાખતી. એની વેદના આગળ તો મારી કાંઇ જ વિસાતમાં નથી.'

કર્દમને મંજુ માટે આ સાંભળી બહુ દુઃખ થયું. એણે એટલું જ કહ્યું:

'પણ જેની સાથે વિવાહ કર્યો છે તે કેમ કાંઇ કરતો નથી?'

'તેનું મોંઢું જ જોવા મળે તો ને? બિચારાને પેઢી પર રાખ્યો છે, ત્યાં આખો દિવસ મજૂરી કરે કે પ્રેમ કરે?'

રઘુવીરની અત્યારે સામાન્ય માણસ તરીકે બોલવાની રીત જોઈ એનું ગાંડપણ ચાલ્યું જશે એવી કર્દમને મનમાં ખાતરી થઈ હતી. પણ પોતાની બહેન માટે પણ આમ તટસ્થતાથી બોલતા માણસમાં દુનિયાદારીનું ડહાપણ છે કે કેમ એ વિષે તો એને શંકા જ રહી.

'કાલે સવારે તો આવ્યો'તો અહીં.'

'બસ તો પહેલી જ વાર જિન્દગીમાં અહીં આવ્યો એમ સમજો. તેમાં સો વાર ખાતરી કરીને આવ્યો હશે કે શેઠ પેઢી પર જ છે કે નહિ અને હું તો ગાંડો થયો છું.' કહી એ હસી પડયો.

કંદમને થયું કે એને બિચારાને પોતાના સવારના શબ્દોને લીધે કેટલું લાગ્યું હશે. એણે મનમાં મનમાં તરત નિશ્ચય કર્યો અને રઘુવીરને સંભળાવ્યો પણ ખરો.

'તો એ કામ મારું. હું વરને ને મંજુને બંનેને મેળવું.'

'બસ. સુંદર! સુંદર! પછી એની મેળે બધું સારું થઈ જશે.'

'પણ તમે મને મદદ કરજો. હું નવો છું.'

'પ્રેમ ક્યાં નવો છે, પણ?'

જીવરાજ અત્યાર સુધી અહીં નહોતો જ આવ્યો એમ તો સાવ ન હતું. એણે પોતાનો વિવાહ પાકી રીતે નક્કી થઇ ગયા પછી હિંમત કરીને રસોયાને સાધ્યો હતો. શેઠ પેઢી ઉપર જ છે એમ બરોબર ખાત્રી કરી આજ સુધીમાં બે ત્રણ વાર અહીં આવી ગયેલો ખરો. પહેલે જ દિવસે એને સરળતાથી મંજુનું મુખદર્શન થયું હતું. ઉપરાંત વાતચીતનો પ્રસંગ પણ પડ્યો હતો; કેમકે જતાં વેંત જ સામે મંજુ મળી હતી.

'કોનું કામ છે?'

એકદમ અંજાઇ જઈને નાહાબારી શોધવા ફાંફાં મારતા જીવે કહી દીધું, 'મહારાજનું.'

મંજુએ મહારાજને બોલાવ્યો. 'મહારાજ, તમારું કોઇ માણસ આવ્યું છે.' એણે એને રસોડામાં બેસાડી બહાર આવી ધીરેથી કહ્યું, 'બેન, આપણી પેઢીથી આવ્યા છે.'

'કેમ, બાપુએ માણસ મોકલ્યો છે?' મંજુને મન પેઢી એટલે બાપુ. એ સમજી નથી એ જોઈ મહારાજ બોલ્યો:

‘ ના, અમથા જ પોતે થઈને આવ્યા છે.’

બોલતાં મહારાજ શરમાયો. એ ઉપરથી મંજુ વાત સમજી ગઈ. પણ એને મજાક કરવાનું સૂઝયું.

‘ પોતે થઈને મહારાજને મળવા આવ્યા છે તો, કાંઈક ખવડાવો તો ખરા.’ મહારાજ–શબ્દ ભાર મૂકીને એણે ઉચ્ચાર્યો. એકલી એકલી મલકાઈ પણ ખરી. અને ધીરેકથી ત્યાંથી ચાલી ગઈ.

મહારાજે ખવડાવવાપીવડાવવામાં કાંઈ બાકી રાખ્યું નહિ. પેલો પણ આને શુભ શરૂઆત ગણી જે ગુજરતું ગયું તે સહન કરતો ગયો.

‘ જીવરાજભાઈ જાય છે, બેન.’ મહારાજે બૂમ પાડી.

અંદરથી મંજુ બોલી, ‘ સારું.’

પણ ભવિષ્યમાં વર થનારને કઈ બાલિકા જોવા મળે તો જોયા વગર રહી શકે છે ? અને ખાસ કરીને પોતે જોતાં ન પકડાઈ જાય એ રીતે જોવાની તક હોય તો ? મંજુએ બહાર રસ્તા પર એ આંખોની ચોકી મૂકી. જીવરાજ જતો હતો. ધીર, દૃઢ પગલે. એનો સુડોળ ઊંચો ગૌર બાંધો આકર્ષક હતો. ચામડીની ચમક ગામડાના નવ-લોહિયા યુવકોનું જે એક મોટું આકર્ષણ હોય છે તે આનામાં પણ ભર્યું ભર્યું હતું. દેખાવ સાવ સાદો હતો. કોટ કોણ જાણે ગયા ગ્રહણ વખતે ધોયો હોય તો ! કાળા રંગની મેલખાઉ ટોપી પર ડાઘા હોત તોય મન વાળત કે તેલનો વાળને કદી સ્પર્શ થવા પામ્યો છે. ચંપલ હતાં તે પણ એડીથી એટલાં બધાં ઘસાયાં હતાં કે હવે પાનીનો ઘસાવાનો વારો આવ્યો હતો. આવા વેશમાં આ મુગ્ધ સુંદર યુવકને જોઈ મંજુની આંખો તૃપ્ત થઈ ને હૈયું રિઝાયું.

'આવો નાનકડો મારે ભાઇ હોય તો ભલભલીનાં માન મૂકાવે એવો બનાવું.' મંજુના સાંસારિક બોજો ઉપાડવા ટેવાયેલા ચિત્તમાં આવો એક વિચાર પસાર થઇ ગયો. પોતાનો એ વર છે એ જ્યાલે એને નફરત ન આવી. જો કે આકર્ષણ પણ ન થયું. છતાં આવા ભજના માણસને પોતાના વર હોવા માટે કોઈ જાતની નાનમ સહન કરવી ન પડે એ જોવાનું એણે મનમાં નક્કી કર્યું. નીલમના નાના બાળકની પોતે સંભાળ લેતી હતી તેમ આ વરની પણ લેવી એવો એનો આ નિશ્ચય જાણે ન હોય!

પછીથી જીવરાજ આવતો, તો એ દિવસ પ્રેમ કરવા આવેલો ને પેટ ભરીને જમીને એને જવું પડયું હતું એ પ્રસંગની યાદમાં મહારાજ એને સહેજ મજાકમાં જમવાનો આગ્રહ કર્યા વગર રહેતો નહિ. એકાદ વખત મંજુનું મુખ જોવા મળે તો જીવરાજ પોતાને ધન્ય ગણતો. પણ મંજુ એના ધાર્યા કરતાં યે સારી નીવડતી. પડખે થઇને પસાર થાય ત્યારે સહેજ થોભી, 'મજામાં છો ને?' એટલું ભારે મમતાપૂર્વક પૂછી 'રડયો કે?' કહતી ન રડયો હોય છતાં રડુના બાળક તરફ અજાણીની પેઠે ચાલી જતી.

જીવરાજનો મંજુ જોડે વિવાહ કરવામાં મુખ્ય હાથ ચંચળનો કે ડોસાનો એ કહેવું મુશ્કેલ છે.

ચંચળની ઇચ્છા આ કિસ્સામાં છેતરાવાની ન હતી. એવો છોકરો શોધી કાઢવો જોઇએ કે જે કાંક દબેલ રહે. પણ તે ઉપરાંત બીજી વાત એ પણ હતી કે મનધાર્યો મુરતીઓ ન યે મળે એવી સ્થિતિ ચંચળને લીધે જ ઊભી થઈ હતી. નહિ તો આ ઘરમાં શેની કમી હતી! કોઈ પણ ધાઇને જમાઈ થાય. છતાં એક મોટા ઘરનો છોકરો હાથ લાગ્યો ને ચંચળનું ચલણ લગ્નકાર્યમાં ન

હોય એ શરતે જ મળે એમ હતું ને છેવટે છૂટી પડ્યો. ચંચળ પોતાનું ચલણુ ઘટાડવા તો ઠીક પણુ વધતું અટકાવવાયે તૈયાર ન હતી. દિનપ્રતિદિન એની ચડતી કળા હતી. તેમાં એકવાર ભાઇબેન વિચાર કરવા બેઠાં.

‘ હું છબા માધાને ત્યાં પૂછવા ગઇ’તી.

‘ હં. ’

‘ કે’છે કે અમારે એવી ભણુગણી છોકરી ન પોસાય.’

‘ તે ખરું કહે છે, મને તો હવે આ ઉંમરે એ છબા માધા ને એ બધાય પડતા મેલવાનું થાય છે. છોકરી મોટી થશે એટલે થઇ રહેશે એનું કયાંક.’ કંટાળીને ડોસા બોલ્યા.

ચંચળ સમજી ન શકી કે આ મજાક હતી કે ખરેખર ડોસા પેલા ફાટયા મગજના સુધારાવાળા જેવા થઇ ગયા હતા.

‘ એમ તે હોય ? નાતમાં મુરતિયાનો કયાં તોટો છે ?

‘ પણુ છોકરી ભણુગણે છે એનો મુરતિયાને વાંધો છે...’

ચંચળ વચ્ચેથી બોલી, ‘ અને છોકરીને ભણાવ્યે રાખશો તો એને મુરતિયાનો વાંધો નીકળશે. અમે તો તમને કહી કહીને થાક્યાં. પણુ તમારે તો એને જાણે દુકાને બેસાડવી ન હોય, નામું લખવા ? અમારે બૈરાંને વળી એ નવરાના ધંધા શા ?

ચંચળે સમગ્ર સ્ત્રીજગત વતી જ કહી નાખ્યું.

પણુ ડોસાને બરોબર સૂઝ પડતી ન હતી. એમણે માત્ર આટલું જ કહ્યું : ‘તો મુરતિયો શોધી કાઢી આપો દીકરા. મારી ધ્યાનમાં તો રામપુરના મોહન દલાલનો બેસે છે.’

‘ પણુ મારે, ગામમાંથી છોકરી બહાર કાઢવી હોય તો ને ?’ ચંચળે ગુસ્સાથી પોતાનો નિર્ણય પ્રશ્નરૂપે જ જણાવી દીધો.

'તો પછી બધું તો ક્યાંથી બેસતું આવે ?'

'જુઓ હું કહું. ગામમાં જ પેલા શિવરામનો વચેટ દીકરો છે એ શો ખોટો છે ?'

'ના, ના, ના, ના !' ઊંડો શ્વાસ ખાઈ ડોસાએ કહ્યું. 'ઊભી બજારે આજે સવારે બીડી ફૂંકતો ફૂંકતો જતો હતો એ જ ને ? નાના મોટાની આમન્યા એ શું રાખવાનો હતો ?'

ચંચળને ભાઇની આ વાત તો મનગમતી જ હતી. ભાઇએ વળી ઉમેર્યું;

'માથે ચડી વાગે એવું માણસ હવે ઘરમાં નથી ઘૂસવા દેવું. નીલમથી એ અનુભવ થઇ ગયો. ધરાઇ ગયાં. ગરીબ ગાય જેવો જોઈએ, સમજ્યાં ?' હમણાં કેવી રીતે એ કાશ્મીર ગયેલી તે એમને યાદ આવી ગયું.

ચંચળને આ ખ્યાલ ગળ્યા, મધ જેવા, લાગ્યા. છતાં પોતાનો સંતોષ છૂપાવવા એણે ડોસાની વાતમાંથી એકાદ તંતુ ઉપાડી લઇને ક્રોધની લાગણીનો આશરો લીધો. 'એ લીંબડીસ્તો !' નીલમને, પોતે એવું વરણાગિયું નામ બોલી શકતી નથી એવું બહાનું કાઢી લિલમડી ને પછીથી ફાવતું આવતાં લીંબડી નામે–'ને એ છે યે એવીસ્તો !' કહી–બોલાવતી. 'એને ચાલે તમારી છોકરીય જો ચડી તો, લખી રાખજો, આ ચંચળીનું મોત બગાડશે.'

'ના, રે ના.'

'પણ એવો શોધી કાઢું કે ઊલટી એ જ સીધી થઇને રહે. હાં, પેલા ગામછેડાના ઝાંપાની રતનચંપીનો છોકરો શો ખોટો છે ?'

'કઈ રતનચંપી ?' ડોસા અજાણ્યા થઇને બોલ્યા, જો કે મન આગળ કોઇ એક રાતે એની આંખો સાથે પોતાની ઘેનઘેરી લાલ આંખો અટકાઇ હતી એ દશ્ય ડોકાઈ ગયું.

'શું તમેય ભાઈ, મુંબઈ રહો એટલે આ દેશનું માનવી પણ વિસારે મેલવું ? મુંબાઈ વાટે ઝાંપા પર ચંપાવાળું ઘર છે એસ્તો !'

'હા. હા. મંજુની મા એને ત્યાં નાનપણમાં જતી આવતી. કાંઈ ખોટું નથી. કરી નાખો. પણ એને છે છોકરો ?'

'તમારું નાવ તે શી રીતે ચાલત. ગાંડાભાઈ, આ રીતે ? તમે તો સાવ ભૂલી ગયા લાગો છો અહીંનું બધું. ચંચળ હસતી હસતી ભારે ઉપકાર ચડાવતી બોલી. 'રતનચંપી તો હવે ડોસી થઈ ને એનાં મસાણે લાકડાં યે પહોંચ્યાં. એને આવડોક તે કયાંથી છોકરો હોય ? પણ એની દીકરી કંકુ હતી ને, એનો છોકરો જીવો. જીવે છે ને રતનચંપીને ત્યાં જ નાનો મોટો થયો છે. છોકરો નરમ છે ને તમારા જેવાનો ટેકો મળે ને કામકાજમાં ધ્યાન બેસી જાય તો આપણી છોકરીને શું ઊણું રહ્યું પછી ? છોકરી પણ, સામે જોરાવર સાસુ છે મારા જેવી, એટલે રસ્તે રસ્તે ચાલશે.'

ચંચળની સૂચના ડોસાએ એકદમ સહર્ષ વધાવી લીધી. કોઇક રાતની રતનચંપીની આંખો એમની સામે તગતગવા લાગી ને કહેવા લાગી, 'કેમ મને લાંચ આપે છે કે ?' પણ દુનિયાદારીની બુદ્ધિને આ નિર્ણય ઘણો મહત્ત્વનો લાગ્યો. કાંઈ કરતાં જે એક જીવ—રતનચંપી—આ જગતમાં પોતાનું સહુથી વધારેમાં વધારે બૂરું કરી શકે એમ છે એ સદાને માટે શાંત થઈ જાય છે ! ડોસાને એ ભયંકર રાતની કારમી સ્મૃતિનો ડર લાગતો હોય તો તે ઉપરવાળા કરતાં પણ રતનચંપીનો વિશેષ. બધું રહસ્ય એકલી એ બાઇ પાસે હતું. અને એમણે ઘણાં વર્ષો સુધી તો રતનચંપી પોતાને આજ ફજેત કરશે કાલ કરશે એવા સતત ઉજાગરામાં કાઢયાં હતાં. એ અજંપામાં તો એ દેખતાં દેખતાંમાં વૃદ્ધ થઇ ગયા. આજે હવે બન્ને ચંપી મોઢું ખોલતી નથી, પણ ધારે ત્યારે ખોલી તો શકે જ ને ? ડોસાને થયું ટાઢા પાણીએ ખસ જાય છે તો છો જતી. ચંચળને એમણે વારંવાર દીકરી ઠેકાણે પડયાનો ઉમળકો બતાવી વત્સલ પિતાની અદાથી કહ્યું, 'તમારા મોંઢામાં ગોળ. જાઓ ફત્તે' કરો.

ને બાકીની બધી વાતો પણ હવે તમારે જ ગોઠવી આપવી પડશે.'

અને ખરેખર રતનચંપીની કંકુના જીવરાજ વેરે વિવાહ નક્કી થઈ પણ ગયો. માત્ર રતનચંપીએ અત્યંત આનાકાની કર્યે રાખી: 'આમ ગરીબની ઝૂંપડીમાં તમારી મહેલોમાં રહેનારી છોકરી ન પોસાય!' જેમ એ ના કહેતી જાય તેમ ડોસાને એનો વધુ ડર લાગે. રતનચંપી ના કહેતી રહી ને ચાર માણસ સમક્ષ જીવરાજના હાથમાં મકનશેઠે શ્રીફળ અને રૂપિયો પકડાવી દીધાં તે દીધાં જ.

## ૩

કર્દમને તો મુંબઈનો નિવાસ પહેલી નજરે સહેજ મોંઘો પડી ગયો. આવ્યો ત્યારે શા કોડ હતા અને ધીરેધીરે મુંબઈએ રંગ કેવા જુદા જ દેખાડવા માંડયા! સવારે વહેલા તૈયાર થઈ એને મેડિકલ કોલેજ પર જવું પડે છે અને છેક રાતે પાછા આવવા મળે છે. આવ્યો એની સવારે પાછળથી ખબર પડી તેમ, શેઠની દીકરીના કરકમલથી પીરસાતું જમવા મળ્યું હતું, પણ હવે એ તો સ્વપ્ન જ થઈ ગયું. બપોરનો ટંક ત્યાં જ કોલેજની હોસ્ટેલમાં જમી લેવું પડે છે. એક બે કલાકમાં અહીં સુધી આવે કયારે ને જમી કરી વખતસર પહોંચે કયાંથી? સાંજે મોડેથી આવે ત્યારે ઘણુંખરું વૃદ્ધ શેઠની સોબત મળતી. અને તે વખતે તેમને આગ્રહ કરી કરીને માતાની માફક પીરસતી તેમની દીકરીના હાથનો લાભ કર્દમના ભાણ્યાને પણ મળતો. પણ એ અકાળે પ્રગટતા વાત્સલ્ય ઉપરાંત શેઠની દીકરીમાં બીજા યૌવનને ઉચિત એવા કોઈ હાવભાવની આશા

રાખવી અસ્થાને હતી. કોઈ યુવતી જોડે વાત કરીએ છીએ એવું જ કર્દમને ન લાગતું. શેઠની હાજરીને લીધે તો એમ નહિ હોય?— કર્દમને વિચાર આવતો. તો પોતાની હાજરીનું શું? એની શું કાંઈ અસર જ નહિ? કર્દમને પોતાના યૌવનનું અપમાન થતું લાગ્યું.

એથી એકવાર રઘુવીર જોડે વાત કરતાં એ 'ગાંડા' ગણાતા માણસના બોલવામાં કર્દમને ભારે ડહાપણ લાગ્યું હતું.

'શું ચાલે છે? શરીરની બિમારી મિટાવતાં કેટલું શીખ્યા?'

'કાંઈ નહિ. હજી તો......'

વચ્ચેથી જ રઘુવીર બોલ્યો, 'આ રઘુ ગાંડાનું માનીને દિલની બિમારીનું કાંક કરો. હું તો કે'વારનો કહું છું.'

'હમણાં તો દિલ પણ અંદર હોય તો નાસી જાય એવી દશા છે.'

'કેમ?'

'કેમ, તે હમણાં ત્યાં મરેલાં શરીરોનું ડિસેકશન (ઝીણી કાપકૂપ) ચાલે છે. તેમાં અમારે સ્ત્રીશરીર આવ્યું છે. વળી' સામાન્ય શાકભાજીની વાત થતી હોય એવા અવાજે કર્દમ બોલ્યો તો ખરો, પણ મનમાં એને ઉમેરવું પડ્યું, 'આ અમારો સ્ત્રીનો પ્રથમ પરિચય.'

'ત્યાં મરેલી સ્ત્રીમાં આટલો બધો રસ લો છો તો અહીં પણ જીવતી છતાં મરેલી જેવી કોઈક છે. તેનો કેસ પણ કોઈ ડૉક્ટરે લેવા જેવો ખરો.'

કહીને રઘુવીર હસી પડ્યો. કર્દમ હસી શક્યો નહિ. એને વિચારમાં સૂનમૂન જોઈ રઘુવીર બોલ્યો: 'આ રઘુ ગાંડાના શબ્દો પર બહુ વિચાર કરશો તો દુનિયામાં સારા નહિ લાગો.'

પણ એના ગાંડપણમાં કેટલું ડહાપણ સમાયેલું હતું એ જ કર્દમ તો જોઈ રહ્યો. 'જીવતી છતાં મરેલી જેવી,' એ શબ્દો

મંજુને માટે એને ગમ્યા નહિ, પણ તોયે કમભાગ્યે કેટલા ભખા આવ્યા હતા !

એ પછી રઘુવીરે કર્દમને પાસે ખેંચી ખાસ ખાનગી વાત કહેતો હોય એમ પૂછ્યું હતું, 'તમે મરેલી સ્ત્રીઓની વાત કરો છો. પણ હું પૂછું તમે મરેલી છતાં જીવતી સ્ત્રી જોઇ છે ?'

કર્દમ આ ફિલસુફીના આશક વિદ્યાર્થીની ગાંડપણ દશાની અવળવાણીથી આટલા સમયમાં કાંઇક પરિચિત થયો હતો. વળી પાછું ડહાપણનું શું એક સૂત્ર આ 'ગાંડો' ઉચ્ચારી બેસશે એ મધુર આશંકાથી કર્દમ એની સામે મૂંગોમૂંગો જોઇ રહ્યો.

'કેમ, ન સમજાયું ? નીલમ. હું એને જોઉં છું. રોજ જોઉં છું. રાતે જોઉં છું, દિવસે જોઉં છું. હસું છું ત્યારે જોઉં છું. અને રોઉં છું ત્યારે જોઉં છું. જોઉં છું ને હસું છું. કેવી મનોરમ મૂર્તિ ! આખો દિવસ આત્માને અડપલું કર્યાં કરતી અપ્સરા ! એ નથી તોયે છે. એ મરેલી છે ને જીવે છે. જીવતી હતી ત્યારે મેં એને મારવા ઘણો પ્રયત્ન કર્યો. કેવી રીતે કહો જો ! પ્રેમ કરી કરીને. પણ એ તો સ્વર્ગનું બુલબુલ હતી. ભારે ચાલાક. જુઓને, મરીને જીવી ગઇ.'

'ને તમને જીવાડી ગઇ.' આશ્ચર્યથી કર્દમ બોલ્યો, આવા પરમ અદ્ભુત પ્રેમનો એને આસ્વાદ કરવા મળ્યો છે એ ખ્યાલથી રઘુવીર માટે જ નહિ દુનિયાના સૌ ગાંડાઓ માટે એનું માન વધી ગયું. કર્દમને પોતાના જડવત્ ચૈતન્ય આગળ રઘુવીર જ જીવતો તો લાગ્યો. પણ ત્યાં એને કાને શબ્દ પડ્યા :

'ના મારી ગઇ.'

કર્દમની આંખમાંથી બે મોટાં અશ્રુબિન્દુ ડબક કરતાં સરી પડ્યાં.

આવા પ્રસંગો આ બેજણ વચ્ચે ઘણા બની આવતા. બંનેને એકમેકનો પાડોશ સદતો જણાતો હતો. રઘુવીરનું 'ગાંડપણ' અપૂર્વ ડહાપણના રૂપમાં કદી કદી બહાર આવતું. કર્દમ, રઘુવીર સાદી રીતે વાત કરે ત્યારે મુંબઇની અનેક વસ્તુઓ વિષે તેની પાસેથી જાણીતો થતો અને ધૂનમાં હોય ત્યારે તો પૂરા પ્રેમથી એની વાણી સાંભળી રહેતો. એ વાણી એજ કર્દમના આંતરજીવનને ઉઘાડનાર ચાવી. પાછળના સુખમય જીવનમાં કર્દમ <u>એની પત્નીને</u>, આ દિવસોનું 'પ્રેમના પદાર્થપાઠો' નો સમય એવું વર્ણન કરી, ચીડવતો.

અભ્યાસમાં અને રઘુવીરની સંગતમાં કર્દમને દિવસો કેમ ચાલ્યા જાય છે એ જણાતું પણ નહિ. ત્યાં મૃત સ્ત્રીશરીરનું પૃથક્કરણ અને આહીં સજીવ સ્ત્રીઆત્માની ઝાંખી કરતાં કરતાં એનો સમય પસાર થતો. જે ઉંમરે કોઇ પણ સ્ત્રીનું આલંબન એના મનને પારાવાર ઉપયોગનું થઇ પડત એ ઉંમર એની આમ વ્યતીત થતી હતી.

એક રાતે ઘેર આવતાં મોડું થઇ ગયું. કમરામાં દીવો કરી કપડાં ઉતારી સ્વસ્થ થવા કરે છે ત્યાં ટેબલ નીચે પગ વડે જોડા ખસેડતાં કશાક વાસણનો ખખડાટ થયો. જુએ છે તો પીરસેલી થાળી. ઉપર જેમ તેમ ઢાંકેલું છાપું ખસેડી પહેલાં તો એણે ખીચોખીચ ભરેલું ભાણું ધરાઇને જોઇ લીધું, પછી હાથમોં ધોઇ જમવા બેઠો. અરધે રસ્તે આવ્યો હશે ત્યાં વિક્ષેપ થયો. બારણામાં મંજુ ઊભી હતી.

'તમે ક્યારે આવ્યા ?'

'હમણાં જ.'

'કાંઇ ચોરની માફક ઉપર ચડી ગયા ! ખબરે ન પડી. દીવો પણ નહોતો કરવો એટલે હજી પણ ખબર ન પડત.'

સરળપણે મંજુ બોલ્યે જતી હતી. એની ટેકડીમાં એના મધુર અવાજ અને સરળ સ્વભાવને લીધે ડંખ રહેવા પામતો નહિ. છતાં

કર્દમને થયું કે હું મારે આમ ઢાંકેલું ભાણું ચૂપચાપ ખાઈ રહ્યો છું, ને મારી ઉપેક્ષા થઇ રહી છે—એવા ભાવને, મનમાં એ ડોકિયું કરે ત્યાં જ દાબી દઉં છું. તો ઉપરથી વળી આમ આવીને, કેમ ખાઉં છું એ જોવાનો ક્રૂર આનંદ લેવાનું એણે શા માટે ધાર્યું હશે? પળવાર માટે એને લાગ્યું કે પોતે પરાયા ઘરમાં છે.

પણ ત્યાં જ ઊંચું જોતાં અત્યંત મમતાભર્યા અવાજે બોલતી મંજુનું મુખ જોઈ એને પોતાની આશંકાઓ માટે શરમ આવી.

'તમે જમવા કેમ બેસી ગયા?'

'ભૂખ્યો રહું?'

'ના, પણ, મને જણાવવું તો હતું.'

'ભાણું ન હોત તો જણાવવું જ પડત ને! કાંઈ ભૂખ્યો ઓછો રહેત?'

'ભાણું હતું તોયે તમારે મને જણાવવું જોઈતું હતું. આ તો ભાણું, મૂકનારે અહીં મૂકયું, ને સજા તમે મને કરી!'

'ના, ના. સજા તો વધારે ખાવાની-મને થઇ છે! ભાણું ભરચક ભરેલું હતું. એટલું તો તમે આગ્રહ કરીને પણ કોઇને ન પીરસી શકો.' 'કોઇને' શબ્દ એ ભારે લાપરવાહીથી બોલ્યો.

'એમ કે?' મંજુ એની સામે જોઈ રહી. કાંઈક ક્રોધમાં, કાંઇક કરડાકીમાં. એનું મન મનાવવા સહેજ હસતો હસતો કર્દમ બોલ્યો:

'મનમાં કે કયાં ના કહેવાનો છે કે પાટલા નીચે થાળી સરકાવી દેવાનો છે માટે લાવને ભરી દઉં! પણ જુઓ તો ખરા, કાલ આખો દિવસ ચાલે, એટલું હજી તો પડયું છે.'

'એમ? તમે તો ભૂખ્યા રહો તોયે જીવ ન બળે.' એમ ક્રોધથી ને અકળામણથી બોલી ચાલી જતી હતી, પણ બે ડગલાં ચાલીને પાછી આવી, અને મનમાં હતું તે બોલી નાખ્યું:

'મહારાજ થાળી ભલે મૂકી ગયો, પણ તમે અહીં આમ જમવા કેમ બેઠા ?'

એના અવાજનો કંપ વધી ગયો અને છેલ્લા શબ્દો આંસુમાં લગભગ તણાઈ ગયા.

કર્દમે ઊંચી નજર કરીને જોયું તો એને લાગ્યું કે મંજુને બહુ જ ખોટું લાગ્યું છે. હાથમાં થાળી લઈને ઊભો થયો.

'ચાલો, હું નીચે આવું છું. બાકીનું ત્યાં બેસીને ખાઈશ. તમે રડશો નહિ. તમને હું રોતાં જોઈ શકીશ નહિ. ખાસ કરીને અત્યારે, જ્યારે મારે તમને એક સારી વાતના સમાચાર આપવાના છે.'

'બેસી જાઓ, આ બધું લઈને ચાલ્યા તો ખરા, પણ હું જાણું છું. કાં તો વળી મને બીજો દાખલો શીખવવાની તૈયારી હશે. નોકરને બદલે પોતે જ થાળી નીચે મૂકી આવવાની દાનત હશે.'

'ખરે જ મેં પૂરું કર્યું છે. મૂકી આવું તોયે શું ? જુઓ, બધા ઊંઘી જાય ને તેમને જગાડવા એ સારું નહિ'

'પણ મોડામોડા આવીને ઘરનાં લોકને ઊંઘવા જ ન દેવા એ સારું હશે !' મંજુએ કાંઈક હસવા પ્રયત્ન કર્યો.

'ખરી વાત છે. એક સારું કામ કરવા જતાં બીજું ક્યાંય પણ ખરાબ થતું હોય, તો તેની સંભાળ રાખવી તો જોઈએ જ.' બોલીને એ આ ઘરના કયાં 'લોક' એની વાટ જોતાં હશે તેની મનમાં ગણતરી કરવા ગયો. લોકમાં તો મંજુ જ ને ?

'કહો તો ખરા.' ખુરશી પર બેસીને મંજુ એના મૂળ મીઠા અવાજે બોલી, 'એવું તે શું સારું કામ કરવા ગયા'તા ?' અને થોડીવાર રહી બોલી, 'હં, સમજી.'

'શું ?'

કર્દમને ઘણુંયે મન હતું કે કોકવાર તો આ ગંભીર, માતાની વત્સલતાવાળી, પ્રૌઢ જેવી દેખાતી છોકરીને આછકલા મેણાંમશ્કરીના

શબ્દ બોલતાં સાંભળવી. એવા શબ્દો ને આ કંઠ બે ભળે તો કેવું ક રસાયણ થાય?

'મારે મોંએ શા માટે કહેવડાવો છો? એની મેળે વાગતું ગાજતું તોરણે આવશે, એટલે સૌ આપમેળે જાણશે.'

મંજુ ફિક્કું હસી.

કર્દમે જોયું કે મંજુ વાત ગળી ગઈ. અને પોતાને 'વહુ માટે કોકે બોલાવ્યાં હશે', કે એવા શબ્દોથી ખીજવવાને બદલે ગોળગોળ રીતે જ એણે વાત આરોપી લીધી. કર્દમને પોતાની વાત રજૂ કરવાનો એક ઉત્તમ મોખો એથી જતો રહ્યો, છતાં પોતાને જે કહેવું હતું તે કહેવું જ જોઈએ એટલે એણે રસ્તો કરવા માંડયો. આખી વાત મંજુ ઉપર ફેરવી વાળીને બોલ્યો :

'કોણ જાણે, બાપ, તમે તો બહુ મોટાં એટલે વાજું બાજું યે વાગવા દો ને નયે વાગવા દો વળી? તો અમારા જેવાએ કાનને બદલે આંખનો જ પહેરો મૂકવો જોઈએ ને?'

મંજુને થયું કે પોતે કર્દમની બાબત વાજાંની ને તોરણની વાત કરી હતી ને એણે તો સામેથી પોતાના લગ્નની વાત કાઢી. એટલે કાંઈક મુંઝવણથી અને કાંઈક સંકોચથી બોલી:

'ક્યાં, તમેય મારા લગ્નનાં તોરણ વળી બાંધવા માંડયાં?' અને હસવા કરતી ઊભી થઈને ચાલવા માંડી.

'ના, ના, બેસો તો ખરાં. મારે ખાસ વાત કરવાની છે.'

મંજુના હૃદયમાં અર્ધીક ક્ષણ હર્ષ અને ભયનો ક્ષોભ પ્રસર્યો. જુવાન માણસ જોડે એના લગ્નની ને વળી પોતાના લગ્નની વાતો લાંબી વાર કરવી ને તેમાં પિતાશ્રી અચાનક ઉપર આવી ચડે ને સાંભળે તો એ ઠીક નહિ. પણ તોયે એ ઉંબરમાં થંભી ગઈ. નિર્મળ હૃદયરસનાં સરોવર જેવી એની આંખો ચમકી રહી. પીઠથી આવતો

પવન એનાં કપડાંમાં લહરીઓ જગાડી કાયાનાં અનેક વર્તુલોને સુરેખ આંકવા લાગ્યો.

કર્દમ ક્ષણેક જોઈ રહ્યો. પછી સ્વસ્થતાથી બોલ્યો, 'બેસો, મારે કાંક કહેવું છે.'

'કહોને, ઊભી જ છું.'

ઊભી હતી તેજ સારું હતું.

ફરી પવનની લહરી આવી ગઈ અને કર્દમના હૃદયમાં સૌન્દર્યની લહરી ફરકાવી ગઈ. પણ છતાં બધું ખંખેરી નાખતો હોય એમ માથું હલાવી વાળ ઉછાળી કર્દમ બોલ્યો:

'કાલે શનિવાર છે.' પણ એટલું કહી એ અટકી ગયો.

'બસ એ જ કહેવાનું હતું?' મંજુ ખરેખર હસ્યા વગર રહી ન શકી.

'એટલે તમે બપોરે મોડેથી ઘેર જ હશો ને?' કર્દમ પોતાની વાત કહેવા ઉપર જ હતો.

'હોઈશ, કેમ? ક્યાંક સિનેમા કે એવું જોવા તો લઈ જવાના નથી ને?'

'ના, પણ તમે લોકો લઈ જશો તો આવીશ.'

'ભાઈને તો નીકળવા દેવાય નહિ, ને પિતાશ્રી આવે નહિ. અમે લોકો કેવા પછી?'

'કેમ, જીવરાજ ને તમે...' કર્દમે બોલી દીધું.

'તમેય પણ બધાની જેમ સસ્તી મશ્કરી કરતા હશો એમ નહોતી જાણતી.' લાડપૂર્વક બોલીને મંજુ જવા કરતી હતી. ત્યાં કર્દમ બોલ્યો. હજી મુદ્દાની વાત તો એનાથી કહેવાઈજ ન હતી.

'મશ્કરી નથી ને સસ્તી પણ નથી. આજે કેટલા કલાક એમની જોડે વાતો કરી ત્યારે કાલે અરધો કલાક આવવા કબૂલ થયા છે! જોજો ક્યાંય જતાં ન રહેશો હો.'

મંજુ ખરેખર એ વખતે તો ત્યાંથી જતી જ રહી. એને આ મુગ્ધ હૃદયથી પોતાની સામે જોનાર અને શબ્દે શબ્દ એકાગ્રતાથી પીણી લેનાર છોકરાની બીજામાં બીજા કોઈને માટે રસ લેવાની શક્તિ જોઈ આશ્ચર્ય થયું. એને ડર હતો કે આમ લગ્નની વાતો નીકળતાં જુવાન લોકો પોતાની રસતૃપ્તિની જ વાત પર એકદમ આવી જાય છે. પણ આ માણસ તો જુદો જ છે. કર્દમને પોતે ગમતી, એ કાંઈ આ સરળ કન્યાથી પણ અજાણ્યું ન હતું. ભાગ્યેજ કોઈ સ્ત્રી એટલી બધી સરળ હોય કે સામા માણસને પોતે ગમે છે એ પારખ્યા વગર રહી શકે.

એ રાતે મંજુને ઝટ ઊંઘ ન આવી. મનમાં ઘણા ઘણા વિચારો આવ્યા. યૌવનના મધપૂડા ઉપર જાણે કોઈકે કાંકરી નાખી ગણુ-ગણાટ જગાડ્યો હતો. અત્યારે જ મંજુને પણ સમજણ પડી કે આટલા બધા મધુનો સંચય અજાણ્યે પણ થઈ ગયો છે. પણ તરત પૂરતું તો એનું મન અગણ્ય આશાનિરાશાઓના ગણગણાટમાં જ રોકાઈ ગયું...સ્વપ્નાંમાં કોની મૂર્તિ નજર સમક્ષ તરવર્યાં કરતી હતી? જીવરાજની કે જીવરાજને આગળ ધરનાર કર્દમની?

આ એક જ નહિ પણ ઘણા શનિવારે કર્દમ જીવરાજને ગમે તેમ કરી ઘસડી લાવતો, અને પોતાના ઓરડામાં બંનેની મુલાકાત ગોઠવતો. પોતે રઘુવીરની સાથે યુરોપીય ફિલસુફોની અને ફારસી સુફીઓની વાતોમાં પડતો. વચ્ચે વચ્ચે રઘુવીર દુન્યવી વાતો પર પણ ઊતરી આવતો, ખાસ કરીને પ્રેમજીવનનો ઉલ્લેખ આવે ત્યારે.

'આ સોદો મળે છે, પણ એનું પરિણામ?' કહી રઘુવીર પાછો તરત જ બોલ્યો:

'જો કે પ્રેમ પરિણામને ઓળખતો નથી, કેમકે પ્રેમ એ જ પરિણામોનું પરિણામ છે. ને એ પરિણામ શરુઆતમાં જ આવી જાય છે તો આવી જાય છે.'

કર્દમ બોલ્યો, 'ખરી વાત છે, પણ બંને વચ્ચે ભણતર અને સામાજિક દરજ્જાની દષ્ટિએ એટલો બધો ભેદ છે કે થોડો વખત લાગે તો એ સ્વાભાવિક છે.'

'ના, ના, ભેદ તો એક હૃદયભેદ જ, બીજાં બધાં બ્હાનાં છે.' રઘુવીર એના 'ગાંડપણ'ની લ્હેમાં હતો.

'તમારી ભૂલ થાય છે. મંજુબેનને જીવરાજ માટે લાગણી છે, એની ના કહી શકાય એમ નથી.'

'નથી એમ ક્યાં કહું છું? પણ એમ તો એને બાપુ માટે પણ લાગણી છે.'

સાંભળીને કર્દમ ચોંકી ગયો.

'ને મારે માટે પણ છે.' રઘુવીર આગળ બોલ્યો.

કર્દમને થયું કે સારું થયું આ માણસે મારું નામ પણ ન ગણાવ્યું. બોલ્યો :

'અને પણ તમે જુઓ તો કેટલા ભાવથી પૂછે છે કે ચા પીશો કે આજ કોરી જ? ને કહ્યું'તું છતાં કેમ સવારે એક રોટલી ઓછી ન ખાધી? આટલું તો લેવું જ પડશે–મંજુબેનને બોલતાં તમે હજી સાંભળ્યાં નથી લાગતાં.'

'સાંભળી છે ને? ગાંડા લોકને બીજું શું કરવાનું? એમનું બોલ્યું તો કોઈને ઠીક લાગે જ નહિ, એટલે જીભનો ઉપયોગ તો કર્યો ન કર્યો સરખો જ. પણ કાનનો તો બરોબર ઉપયોગ કરી શકાય. મારું એટલું જ કહેવું છે કે તમને કહે છે કે આજ તો બપોરે ત્યાં કલબમાં જમવાનું નથી, અહીં જ જમવું પડશે,—એનું નામ અવાજ ને એનું નામ લાગણી. આ તો મારા નાના છોકરાને એ લાડકોડથી નથી ખવડાવતી પીવડાવતી? તેમજ પેલાને પણ, એનો અવાજ જ એવો હોય છે. હું ક્યાં નથી સાંભળતો? મને તો ખાતરી છે...'

એને રોકીને કાંઈક ચીડાઈને કર્દમ બોલ્યો:

'શું ધૂળ ખાતરી છે?'

'કે એ બે જણ નહિ પરણે.'

'તમે શું બોલો છો? તમને જવાબદારીનું પણ ભાન છે કે નહિ? આ ઉંમરે વિવાહ કરેલી છોકરી પોતાને ગમતા એવા વરને પણ નહિ પરણે તો શું કરશે?'

'આ ઉંમરે તો છોકરીઓ ભણવાને બહાને ઘેરથી નીકળે છે, ને અભ્યાસને બદલે અભિસાર કરે છે. ખરે જ મને ચિંતા થાય છે કે આનું શું થશે? નીલમને દેખવાનું નથી, નહિ તો એ તો આ મંજુની ટાઢકથી શરમાઈ મરત.'

કર્દમને થયું કે તો પોતે મંજુને ને જીવરાજને વધુ મદદરૂપ થવું જોઈએ. મંજુના ભાવો જાગ્રત રૂપે જીવરાજ ભણી ઢળે એ જોવું જોઈશે.

એક રાતે પોતાના ઓરડામાં ખાટલા પર પડ્યો પડ્યો કર્દમ વાંચતો હતો. ત્યાં રઘુવીરે બે જણની વચ્ચેનું બારણું ખખડાવ્યું. આ બારણું, બંને વચ્ચે બરોબર પરિચય વધ્યા પછી, કર્દમ પોતે હોય તેટલીવાર ખુલ્લું રાખતો. પણ આજે એણે બારણું નહોતું તો ખોલ્યું કે નહોતો પોતે રઘુવીર પાસે ઘડી બેસવા ગયો. ઊઠીને એણે બારણું ખોલ્યું. રઘુવીરે અંદર આવી ખાટલા પર જ લંબાવી દીધું. પણ અચાનક કાંઈક ખૂંચ્યું ન હોય એમ ઊભો થઈ ગયો ને બોલ્યો, 'તમને તમારી સોબતમાં ખલેલ પાડવા માટે દિલગીર છું. હું જઈશ.' કહી એ ઊઠ્યો.

'ના, ના. શેની સોબત ને શેનું કાંઈ? ઊલટા તમે જશો એટલે જ મારી સોબતમાં ખલેલ તો પડશે.'

'તમે એમ માનો છો કે આ રઘુવીર ગાંડાને તમે આમ સહેલાઇથી છેતરી શકશો ? તમે પડયા પડયા સ્ત્રીજાતિના પ્રતિનિધિ સાથે સંલાપમાં મશગુલ હતા ને મેં વિક્ષેપ પાડયો.' રઘુવીરના અવાજમાં દર્દ હતું.

'ના, ના. તમે નકામા દુઃખી થાઓ છો. હું તો પરીક્ષા માટે સ્નાયુઓની ઘટનાનું આ પ્રકરણ વાંચતો હતો.સંલાપ કેવો ને સ્ત્રી જાતિનો પ્રતિનિધિ કેવો ?'

'કેમ મારે આંખ નથી શું ?' એમ કહી ઉપર છત પર આંગળી કરી બોલ્યોઃ

'આ ગરોળી જ વળી !' અને બંને જણા થોડીવાર ઉપર જોઇ રહ્યા ને સાથે જ હસી પડયા.

હસવાનો અવાજ સાંભળી અને દીવા બળતા જોઈ નીચેથી મંજુ બોલીઃ 'સૂઇ જાઓ. મોડું થયું નથી હજી ?' હવામાં મધુરતાનાં મોજાં ફેલાયાં.

રઘુવીર ચાલ્યા ગયા પછી પણ કર્દમના મનમાંથી પોતાની ઓરડીમાંના સ્ત્રીજાતિના એકના એક પ્રતિનિધિનો વિચાર ઝટ ખસ્યો નહિ.

આ ગાંડાના ગાંડપણમાં કર્દમને કોઇ વાર યુક્તિ જેવું જણાતું. જાણે વારંવાર ગૂઢ સૂચનો દ્વારા પોતાની બહેન તરફ કર્દમને એ હડસેલતો ન હોય.

*રઘુવીરના ચિત્તની દશા બદલાયા પછી, મકનશેઠને ભારે માનસિક વ્યથા થાય છે. સુખીની હાલત વિષે પૂછપરછ કરવા ઘણા હિતસ્વીઓ નીકળી આવતા હતા, એમાં પેલા મહેતાજીએ તો હોસ્પીટલ સુધી લઇ જવામાં પણ મદદ કરવા તૈયારી બતાવી હતી. હવે આજે પોતાનો એકનો એક છોકરો જ્યારે ખરેખર ગાંડો બન્યો છે ત્યારે કોઈ જ કશી ખપ આવે એવી સલાહ

આપવા આગળ આવતું નથી. હા. ઉપરથી લોકો ડોસાની કફોડી હાલતની બે ઘડી નવરાશથી વાત કરી આનંદ મેળવી જાય છે ખરા. દીકરા જેવા દીકરાને થાણા હોસ્પીટલમાં મૂકતાં પણ કેમ જીવ ચાલે? ડોસાને દીકરી કહ્યાં કરે છે કે 'તમે નકામાં ચિંતા કરો છો? એ તો હું બરોબર સાચવીશ. ભાઇ તો કાંઇ ગાંડા નથી. પણ આમ ફિકર કર્યા કરશો તો તમે તો થઇ જશો જ.' ડોસા ફિકર કરવી તો કેમ છોડી શકે? પણ ધીમેધીમે રઘુવીરના બાળકની દિશામાં એમની ચિંતા વળેવા લાગી.

પેઢી સિવાયનો બધો જ વખત ડોસા નાનકડા બાળક જોડે ગાળતા. બાળકને રહેવાનું પણ નીચે પોતાના ઓરડા પાસે રાખ્યું હતું. પેલી તરફ મંજુ રહેતી. પણ મંજુને ડોસા વચ્ચે આ બાળક માટે થોડા વખત માટે જ હરિફાઈ થઈ. મંજુને એના પિતાએ થોડા દિવસમાં જ હરાવી દીધી. મંજુને બાળકનો મોહ ઝટ છૂટયો નહિ. પણ એને રઘુવીરે ક્યાં ઓછી પજવતો હતો? છોકરાને ખોળામાં લઈ ને બેઠી હોય ને રઘુવીર કહે, 'નીલમ તને આમ જોઈ જાય તો?' રડવા જેવું બોલીનેય તે ભૂંડો એકદમ હસી પડતો. મંજુ છોકરાને આયાના હાથમાં બાળક સોંપી દેતી. એને હમણાંનો અભ્યાસમાં પણ વધારે સમય આપવો પડતો.

ડોસા પોતાની બધી હૈયાવરાળ બાળક જોડે રમવામાં કાઢતા. બીજા કોઇની પણ જોડે બોલતાં એમની જીભ હવે ઉપડતી નહિ તે આ અબૂઝ બાળક આગળ છૂટથી ચાલ્યે જતી: 'જો તુંય તારા બાપની પેઠે પાટુ મારે છે કે?' રઘુવીર તો નહિ પણ કર્દમ સાંભળે એમ ડોસા રઘુવીરને સર્ટિફિકેટ આપે છે...'આવ્યો એવો માને ખાઇ ગયો! આ ડોસાને હેડમાંથી છોડાવવો હતો ને?' નીલમના મૃત્યુ માટે બાળકને કારણ રૂપ ગણી ડોસા સામેથી પોતા તરફથી શહીદીની તૈયારી નોંધાવતા. ...'હવે જલદી જલદી મોટો થઇ જા. ને આ ડોસલાને પેન્શન અપાવ. તારો બાપ તો અપાવી રહ્યો! પણ તું તો જુદો જ—મારા જેવો

નીકળવાનો. મને ખબર છે તો. આયાનો પગાર કેવો બરોબર બાઇએ પાઇ વસૂલ કરે છે? એ જ લક્ષણ બતાવી આપે છે.' ડોસા બાળકમાં પોતા સાથે સરખામણું જુએ છે ને રાજી થાય છે...... 'જો, આ મંજુડી સામે તો અંગૂઠો બતાવે છે એમ જ બતાવતો રહેજે. એ તો પારકા ઘરનું પંખેરુ. એની માયા શી? ને પેલા જીવરાજનાં તેં લુગડાં બગાડયા એ બરોબર કર્યું, એજ લાગનો છે. એને તો આટઆટલામાં ઊભો જ રહેવા ન દઈશ. નહિ તો તું જાણે ને તારું નસીબ જાણે'....ડોસાના પ્રલાપ માઝા વટાવતા. દુનિયામાં કોઈ ઊભરો ઠાલવવાનું ઠામ નહિ રહેતાં આ અબોલ જીવ આગળ એકલા એકલા બોલ્યે જતા.



'ના, ના, તમે તમારે ભણોને. ઊલટો હું ઊજળો લાગીશ.' જીવરાજ મંજુને આગ્રહપૂર્વક કહેતો હતો.

'ના, પણ, મારે તમને હીણા પાડવા નથી તો.'

'તમે તો અવળી વાત કરો છો એક તો તમારી જગાએ હું હોઉં તો આવા છોકરાનો હાથ જ ન ઝાલું. પછી ભણવાની તક છોડવાની તો વાત જ કયાં રહી!'

'હું તમારા પર કાંઈ ઉપકાર કરતી નથી. અમારા ઘરને તો ભણતર વગર જ ઠીક ચાલે છે. મારા કાકા, કહે છે કે, માંડ લખતાં વાંચતાં શીખ્યા હતા ને બાપુને આ સ્થિતિએ મૂકી ગયા. ને બાપુ ભણેલાગણેલા હતા પણ નીલુભાભીએ તો નિશાળ જ કયાં દેખી હતી? મારેય ચાલશે. ને નીલુભાભીના સામા બાગનું જીવતાં આવડે તોય બસ.'

'આ જમાનો ભણતરનો છે. અમારા જેવાને ન ભણવા મળ્યું તે રહી ગયા. પણ હવે તો સ્ત્રીઓ પણ દેખતી હશે તે જ લાવે છે. હું જોઉં છું ને.'

'હું પણ જોઉં છું ને ? પરણવા મળે ત્યાં સુધી સ્ત્રીએ ભણ્યાં જ કરવું પડે એવો જમાનો છે, એમ કહો તો કાંક સાચું છે. એના કરતાં તો મને અત્યારે પરણી લેવા દો.'

'પણ ભણોગણો તો ક્યાંક સારું મળે ને ?' બોલી જીવરાજ હસ્યો.

'કોણે કહ્યું ? સારાખોટાની આશાએ રહ્યાં કરવા કરતાં મને આ જ કરી દેવા દો ને ? કદાચ વળી પાછળથી પસ્તાવો થાય કે સહેજે મળતું હતું તે છોડીને હૈયાફૂટી ઊંચી ડાળીએ ચડવા ગઇ.'

'માફ કરજો હો. ચર્ચામાં જરી રઘુભાઇને ચોપડીની જરૂર પડી છે...બસ બેસી રહો ખસવાની જરૂર નથી...હા, એ જ રાતા પૂંઠાની છે તે જ. લાવો જો.'

'મ.ફક જો, પણ અમારે ચર્ચામાં તમારી થોડીક જરૂર પડી છે,' કર્દમ જતો હતો ત્યાં જીવરાજે એને કહ્યું. દોડતો દોડતો ચોપડી રઘુવીરને આપી આવી કર્દમ બોલ્યો, 'કહો, શું છે ? પણ અર્ધો મિનિટ. મારે જવું જોઇએ.'

'એ કે આમને હવે ભણવું છોડી દેવું છે. કહે છે કે લગ્ન કરવાં છે. ઉતાવળ પણ...'

વચ્ચેથી એના મોં તરફ હાથ આડો ધરી મંજુ બોલી, 'રહો, રહો. આવું બધું એકદમ કહી દેવાનું તમને કોણે કહ્યું હતું ?'

'કાંઈ નહિ, વખતસર જ કહ્યું છે. હવે નકામી લાંબી રાહ જોવાની જરૂર પણ શી છે ? રઘુભાઈ મને ઘણીવાર કહે છે. તેમ "શુભસ્ય શીઘ્રમ્.'

'રઘુભાઇને મારી બહુ ચિંતા. એમ ને એમ બિમારી જતી નથી તો.' સરળ મંજુએ સહજ ચતુરાઈથી વાત બીજે પાટે વાળી.

'કાંઈ બિમારી નથી. નકામાં તમે ચિંતા કરો છો ? સાધારણ અસર છે. તમે લગ્ન કરો જોઉં. પછી એમને બિમારી રહે તો કહેજો.'

'એમને સાજા કરવાની શું એ શરત છે કે મારે લગ્ન કરવું જોઈએ ? તમે પણ સારા ડાક્ટર નીકળ્યા ! ભાઈની બિમારી દૂર કરવાનો સારો ઇલાજ શોધી કાઢયો !'

'જીવરાજભાઈ, તમારે પણ એમાં સહાયભૂત થવાનું છે. તમારો પાઠ તમારે હવે બરોબર ભજવવો જોઈએ. પહેલાંના જેવા શરમાળવેડા નહિ ચાલે.'

બોલીને કર્દમ રઘુવીર પાસે ચાલ્યો ગયો.

થોડા દિવસ પછી એક વખત કોલેજ ઉપર જ જીવરાજ કર્દમને મળ્યો,

'કેમ જીવરાજભાઈ ?'

'કામ છે,'

'શું ?'

'પહેલું તો એ કે મને જીવરાજભાઈ કહીને શરમાવી ન મારો. તમારે વાદે પછી બીજું કોઇક પણ જીવરાજશેઠ કહે તો સાંભળી રહેવું પડે ને ?'

'કેમ કાંઇ 'પિંજરનાં પંખી' લડી પડયાં તો નથીને ?' કર્દમે ચિંતાથી પૂછયું.

'પિંજરનાં પંખી' એ રઘુવીરનો પ્રયોગ હતો, જીવરાજ અને મંજુ માટે. ખાસ કરીને 'પિંજરનાં પંખી ઊડી જાય એમ લાગે છે ?' એ પ્રશ્ન એ વારંવાર કર્દમને પૂછતો.

જીવરાજ બોલ્યો : 'ના, રે ના. પણ પિંજરનાં પંખી હવે પાંજરામાં ને પાંજરામાં જ ઓછાં રહેવાનાં છે ? છે ત્યાં સુધી પિંજરના લહાવા છો પૂરા કરી લે.

'કેમ?'

'એ કે હવે લગનગાળો તો ઢૂકડો આવ્યો. જીવરાજ શેઠે કાંઈક તો કરાવવું પડશેને?' પોતાનું નામ એ ભારે હાસ્યવૃત્તિથી બોલ્યો. રઘુવીર, કર્દમ અને મંજુની મમતાથી અને સહવાસથી આ છોકરાની સુપ્ત સંસ્કારિતાએ જાગીને નાગરિકતાના વાઘા પણ સજવા માંડયા હતા.

વરનો બાપ હોય એટલા હોંશથી કર્દમ બોલ્યો, 'શું લાવીશું. બોલો? મારા મનમાં કે મંજુને બહુ શોખ છે નહિ, તો વળી એને આપણે ચીડવી ન બેસીએ.'

'તમને ઠીક લાગે તો સોનાની બંગડી જોઈ આવીએ'

કર્દમને પણ એ વિચાર ઠીક લાગ્યો. બીજે દિવસે ખરીદી કરવા ગયા ત્યારે પૈસા કર્દમે આપવા માંડયા. કેમે કર્યો જીવરાજ માને નહિ. કહે કે 'હું જ આપું.'

'પણ બંગડી તો એનાં ઘરનાં તરફથી આવે એ સારી ને?' કર્દમે પોતાનો કેસ મૂકયો.

'સાચું પણ ભેગી આ પણ પહેરશે. આ તો મારે કાંઈક તો આપવું જોઇએને? અને હું તમારે પૈસે લઉં તો મારા મનમાં તો ખટકો જ રહી જાયને કે હું નિર્ધન હતો એટલે આટલો લહાવો ય મારાથી લેવાયો નહિ.'

'પણ તમારી પાસે કયાં બહુ પૈસા હશે? ડોસા પગાર બહુ આપે છે?'

'તમારી પાસે બહુ પૈસા પાછા! હજી કમાતા તો થાઓ.' આત્મશ્રદ્ધાથી જીવરાજે પોતે કમાય છે એ હકીકત આગળ ધરી.

'ખરું, ભાઈ ખરું, પણ આ વખતે સ્કોલરશિપ મેળવવામાં ફાવ્યો છું, એટલે જો તમને વાંધો ન હોય તો ફિકીના રાખો આટલા મારા.' હસીને કર્દમ બોલ્યો.

'ના, આટલો લહાવો તો મને લેવા જ દો.'

કર્દમે બહુ આગ્રહ ન કર્યો.

બીજે દિવસે હાથમાં છૂટી બંગડી લઇને મંજુ કર્દમ આગળ આવી ઊભી.

'કેમ? મોટા નવાબ હોય એમ એમની પાસે તમે આ ખર્ચ કરાવ્યું? ને પોતાને તો વળી ગાંઠના ખરચવા હતા કેમ?' મંજુ ખરેખરા રોષની છાંટ પોતાના મધુર અવાજમાં ભેળવીને બોલતી હતી. એની આંખમાં તોફાનનું સ્મિત હતું.

'જીવરાજને લહાવો લેવો હોય તો શા માટે આડે આવું?'

'ભારે લહાવો!' મંજુએ મરડમાંકર્યું, 'ગજવાં ખંખેરાવીને સારો લહાવો લેવડાવ્યો.'

'જીવરાજનું તો જીવરાજ જાણે. પણ મને તો લહાવો મળી ગયો.' કર્દમને કોઇએ પૂછ્યું ન હતું તોયે એનાથી આ શબ્દો બોલાઇ ગયા.

'શેનો?' અને મંજુ ઉત્તર માટે હોઠ આગળ લાવી તરવરાટથી જોઇ રહી.

'તમે આમ નાના છોકરાની જેમ વઢવા નીકળતાં થયાં તે.'

'નહિ તો શું હું ઘરડી થઈ ગઈ હતી?'

'તમે જાણો.'

'એ તો તમને એમ લાગ્યું હશે.'

હસતી હસતી મંજુ ચાલી ગઈ. કર્દમનું મન આ હાસ્યનાં મોજાંઓમાં મહાલવા લાગ્યું. એના હૃદયને ભારે પરિતૃપ્તિ થઇ. છેવટે આ કન્યા ખડખડાટ હસતી થઇ ખરી! પણ શું પહેલાં એ નહિ હસતી હોય? મનમાં હસતી હશે તોયે શી ખબર? મંજુના શબ્દો કદાચ સાચા હોય. 'એ તો તમને એમ લાગ્યું હશે.'

સ્ત્રીના હૃદયનું ખાતરીપૂર્વક કોણ કંઈ કહી શક્યું છે?

લગ્નની મીતિ મંજુની પરીક્ષા પતી જાય એટલે આવતા વૈશાખમાં ગોઠવવી એવું વાતાવરણ નક્કી થઈ ગયું છે. રઘુવીર કહે છે કે પોતાને મંજુને માટે અસાધારણ ભાવ હોવા છતાં પોતે બહુ ભાગ લઈ શકશે નહિ. એ કહે છે, 'કર્દમ, યાર, શું કરું? ને ખરું કહું તો બહુ મન પણ નથી થતું.'

'કેમ?'

'વળી તમને મારા ગાંડપણમાં પાછી બહુ શ્રદ્ધા ખરીને તે પૂછો છો?'

'તોયે?'

'મંજુ પોતાનું મન મારીને વસ્તુઓ કરવા ટેવાયેલી છે. એનામાં દુનિયાદારીની બુદ્ધિ છે. બરોબર બાપ તેવી દીકરી. પણ આ દીકરામાં ભગવાને ગાંડપણ ગાડાંનાં ગાડાં ભરીને મૂક્યું ને છોકરીને છાંટોયે ન આપ્યો!'

'ના, ના. તમે તો ડાહ્યા જ છો. આવા વિચારો કરવાથી જ ગાંડા થઈ જતા હશો.'

'ખરું કહ્યું, ખરું કહ્યું, મને એ જ થાય છે કે આ છોકરીએ નીલમ જેવી સ્ત્રીને જીવનનો પ્યાલો ભરી ભરીને પીતાં જોઈ છે, ને પિતાએ એને માટે આ હાડી ગોઠવી રાખ્યો!! મંજુ બહુ ઊંડી છે. કોઈને ડુબવવા તૈયાર નહિ, માત્ર પોતાને જ ડુબાવશે.'

'પણ સુખી થશે એમાં સંશય નથી.'

'એને સુખ કહો કે દુઃખ કહો. જે હોય તેને સારું જ ગણવા જે તૈયાર હોય એ સુખી તો થાય જ તો. પણ ખરા સુખની વાતો જુદી જ છે. તમને અનુભવ થશે એટલે સમજાશે.'

'તો શું કરવું પછી?'

'જુઓ હું તો અહીં 'ગાંડો' થઇને પડયો છું. મારા બાળકને પણ મને બાપુ મળવા દેતા નથી. એની થોડીઘણી સંભાળ પણ મંજુએ જ લેવાની. આખા ઘરનો બોજો એ કૂમળી છોકરીના માથા ઉપર છે. ન મળે મા, ન મળે ભાભી. ને સરખી સહિયરનું પણ અહીં ઠેકાણું કેવું? કેમકે મૂળ તો અમે ગામડાનાં ને? ઉપરાંત મંજુ બોલનારી એવી જ. એની ઉંમરની કન્યાઓને ગમતા વિષયો પર બોલવાની આવડત પણ, હું કહું છું કે, એને ન જેવી જ હશે.'

અને 'નીલમ!' 'નીલમ!' કરતો એ ચોંકી ઊઠયો, એને પાણી પાઇ શાંત પાડી કર્દમ બોલ્યો, 'તમે કહો છો એ ઉપરથી તો, નીલમના સહવાસને લીધે એ સાવ અજાણુ તો નહિ જ હોય પણ બધું મનમાં જ સમાવી દીધેલું. કોઇ બેનપણીઓ મળી હોત તો તે કદાચ ખીલું રહેત.'

'બેનપણીમાં તો જુઓને તમે એક હતા અહીં, તેને ગણ્યા હોય તો!'

રઘુવીર એની લ્હેમાં લાગતો હતો. ખડખડાટ હસીને બોલ્યો, 'પણ તમે તો ભાઈપણું કર્યું!' પોતે નવો યોજેલો 'ભાઈપણું' શબ્દ એણે બહુ ભારપૂર્વક ઉચ્ચાર્યો.

કર્દમને સહેજ નવાઇ થઈ. પણ રઘુવીર, વારંવાર પોતે જે ગાંડા ડહાપણની ભૂમિકા પર ચાલ્યો જતો ત્યાંથી બોલતો હતો. એવા પ્રસંગે કર્દમને એની જોડે અંતરની ગૂઢતમ વાતો કરવાની તક મળતી. રઘુવીરના શબ્દો એને માર્ગપ્રેરક થઇ પડતા. આજે એણે પોતાની વર્તણૂક પ્રત્યે ટકોર કરી—અરે વખોડી કાઢી, એથી કર્દમને આશ્ચર્ય થયું.

'તમે ન કરો તો પછી બીજા કોઇએ તો કરવું જ રહેને?' એણે જવાબ શોધી કાઢયો.

'મારું કામ તમને કરવાનું મેં કહ્યું હતું? તમારે તમારું જ કામ કરવું હતું ને? આ ગાંડાની સાથે તે સ્થાનનો અદલોબદલો થતો

હશે ?' રઘુવીરે એક દિલ્સુફનું કૈલાસધવલ અટ્ટહાસ્ય કર્યું. બોલ્યો, 'કાલ ઊઠીને તમે તો મંજુ જોડે પરણી પણ શકો. તમારું સ્થાન તમારે સમજવું જોઇએ.'

આ ગાંડા માણસને તે થયું છે શું ? સૂચનોથી ન ધરાતાં આજે સ્પષ્ટ શબ્દોમાં પોતાને લગ્નની લગની લગાડવા કરે છે !

કર્દમ બોલ્યો, 'દુનિયામાં પ્રેમ લગ્ન દ્વારાજ વ્યક્ત થાય છે ?'

એના મનમાં ખાતરી હતી કે વાત બીજે પાટે ચડાવવાનો પણ આ જ રસ્તો છે. રઘુવીરને વિષયાંતર કરાવવા માટે પ્રેમનો વિષય અકસીર ઉપાય હતો.

છતાં પોતાની વાતનો તંતુ પકડી રાખવાનો પ્રયત્ન કરતાં એ બોલ્યો, 'તમે શું માનો છો ?'

'હું ?'

એટલું બોલ્યો ત્યાં રઘુવીરની જોતી છતાં કાંઇ ન જોતી એવી વિશાળ આંખો કર્દમ પર સ્થિર થઈ.

'હા' રઘુવીરે કહ્યું.

'હું તો માનું છું કે લગ્નના તાર ઉપર જ પ્રેમનાં બધાં ગીત ગાઈ શકાય એવું જીવન છેક સરળ નથી.'

'તો સરળ કરો.'

'સરળ એ જ છે કે દરેકને યોગ્ય લાગે તે રસ્તો ગ્રહણ કરે. કોઇની ઉપર કોઈ પોતાના વ્યકિતત્વનો બોજો ન લાદે. સામાનું વ્યકિતત્વ વિકસિત થાય, પ્રફુલ્લિત થાય, તેટલી જ દખલગીરી કરે.'

'ને પ્રેમપાત્ર હોય તેનું જીવન બીજાના જીવન જોડે જોડાઈ જાય તો ?'

'તોય શું ? જેને તમે ચાહો છો એની ઇચ્છા પ્રમાણે એમ ચતું હોય તો તેને માન આપવાની તમારી તૈયારી રહેવી જોઇએ. જે તમારું પ્રિય છે તેનું પ્રિય થાય એ જ તમને પ્રિય લાગવું જોઈએ.'

'તમે તો મારી પેઠે બોલતા થઈ ગયા, ગાંડાઓની સંખ્યા વધતી ચાલી.'

'સારું થયું. આવ્યો ત્યારની મારી એ જ ઇચ્છા હતી.'

'ખરું છે. ગાંડા હોવાની સમજણ એ જ ખરું ડહાપણ છે. પણ...'

'પણ શું? મને ડાહ્યો બનવાનું કહેશો નહિ.'

'એ નહિ. ભલે ને તમે પણ ગાંડા રહેતા. હૃદયરસનાં ઝાંઝવાં દેખે તે દુનિયાના ડાહ્યા. હૃદયરસમાં છબછબિયાં કરે તે પ્રણયીઓ. ને હૃદયરસમાં તણાઈ જાય એ ગાંડા.'

'બસ, હું એ હૃદયરસની જ વાત કરતો હતો. મને એની જ દરકાર છે. જે તમને પ્રિય હોય એના હૃદયરસ આડે શૈલ થઇને પડવું એ પ્રેમનો દ્રોહ છે. તેથી જ કહું છું કે સામું માણસ મનને ગમે તેમ કરવા મુખત્યાર છે.'

'પણ, જુઓ, એ હૃદયરસમાં કોઇ લગ્નનું ગોબરું પાત્ર બોળીને એને કલુષિત કરે તો? એનો શો ઉત્તર છે તમારી પાસે?'

'કાંઈ જ નથી. સિવાય કે મનોમૂર્તિમાંની શ્રદ્ધા.'

'તો ફાવે તેમ કરો. હું પણ તમારી બાબતમાં પ્રેમનો પ્રેરાયો તમે કહો છો એવું જ ન કરી બેસું; હું પણ તમારામાં શ્રદ્ધા જ કેળવું. સારું થયું આજ તમે મને નવી વાત શીખવી.'

'રોજ તમે શીખવતા તો કોક દિવસ તો શિષ્ય ગુરુદક્ષિણા રૂપે કાંઈક ધરેને?' હસતો હસતો કર્દમ ચાલ્યો ગયો. ઝરૂખામાં ઊભીને જુએ છે તો ઉપર મધરાત ગાજતી હતી. પડખેના ઓરડામાંથી રઘુવીર એની લ્હેમાં ગાતો હતો:

પ્રેમકા પ્યાલા, પીઓ મતવાલા, અઁખિયાં મેં લાલી લગાઈ રે.
અઁખિયાં મેં લાલી લગાઈ.

પરીક્ષાઓનું પતી ગયા પછી મંજુનું લગ્ન ખરેખર વૈશાખમાં નક્કી કરવામાં આવ્યું. અહીં જીવરાજે પણ પોતાની તૈયારી કરી રાખી હતી. લગ્ન માટે ડોસાની ઇચ્છા એવી હતી કે મુંબઈમાં જ કોઇ વાડીની અંદર કાર્ય પતાવવું. ગામ સુધી જવાની ઇચ્છા ન હતી. તે માટે જ્યારે એમણે સામે પક્ષે જે મૂળ કરતા કારવતા માણસ હતું તેને–રતનચંપીને પત્ર લખ્યો, ત્યારે બધું ખરચ ખૂંટણ પોતે પૂરું પાડશે એવી અંદર સૂચના પણ મૂકી હતી. પણ રતન-ચંપીએ શરૂઆતમાં ખરાબ તબિયત અને બુઢાપાનાં કારણ બતાવ્યાં ને દેશનો આગ્રહ રાખ્યો ને છેવટે તૂટી જાય ત્યાંસુધી તાણીને એક કાગળ લખી વાળ્યો કે 'તો ત્યારે તમે તમારે સૌ રૂડું લાગે એ રીતે ત્યાં જ કરી દેજો. અમારા આશીર્વાદ છે.'

ડોસા મૂંઝવણમાં મૂકાયા. જીવરાજની મા તો જાણે નાનો મૂકીને જ મરી ગઇ હતી. પણ એના પિતાને ગુજરી ગયે પણ ઘણાં વરસ થયાં હતાં. બીજું કોઈ જવાબદાર માણસ મળે નહિ. ને હમણાંની ડોસાને ચિંતા બહુ થતી. દુકાનના લોકો અંદર અંદર ગુસપુસ કરતા કે કોઇ દખ્ખણ તરફના જોશીએ આ વરસ સંભાળવા જેવું છે એમ શેઠને ચેતાવેલા. ડોસાને મનની વાત માંડીને કરવા જેવું થાનક પણ રહ્યું ન હતું. ગામ જતાં પગ ઊપડતા નહિ. મૃત્યુ પછી એમને ઘર અકારું થઇ પડ્યું હતું. ત્યાં એમને રાતે મગજમાં ભયંકર ચીસો સંભળાતી. ચંચળ જોડે વાત કરતાં મન પાછું હઠતું. એની ઉપર એમને અણગમો આવતો. ટૂંકામાં, નીલમના મૃત્યુથી એકબાજુ રઘુવીર પર તો જબરો આઘાત થયો હતો જ, પણ ડોસા યે મરવા વાંકે જીવતા હોય એવી સ્થિતિ થઈ હતી, અને ગાંડા થયે પાલવે નહિ એથી ડાહ્યા ડમરા થઇને પેઢીએ જતા આવતા. પણ એ માણસમાં એમની જીભ તો બંધ થઇ ગઈ તે થઇ જ. હવે આટલું કામ રૂડી રીતે પતી જાય એટલે એમને મરવાનો વાંધો ન હતો.

મુંઝવણમાંથી બહાર નીકળવા ડોસા વારંવાર જીવરાજ જોડે વાત કરે છે. પેઢીના માણસો જે પહેલાં જીવરાજની પારાવાર ઠેકડી કરત તે હવે એની સામે રાજકુંવર પ્રત્યે જોતા હોય એટલા માનથી જુએ છે. કેટલાકે તો ફેરવી તોળવા પણ માંડ્યું છે.

'ખરેખર કહું છું. એનું કપાળ જ કહી આપે છે.'

'હું તો જીવરાજભાઇ પેઢીએ આવ્યા ત્યારથી કહેતો'તો કે ઓંની મોકળાશ જ મોટા ભાગ્યશાળી જેવી છે. આ માણસ પૈસાદાર થયા વગર રહે નહિ. નાક જ જુઓ તો આપણા શેઠ જેવું છે.'

'જીવરાજ શેઠજી, અમારા તરફ રહેમ નજર રાખજો. સાથે સુખદુ:ખના દા'ડા વીતાવ્યા છે. ધાકયેપાકયે એકમેકને પાણીનો પ્યાલો ભરી આલ્યો છે.

બધાને એમ ખરું કે શેઠનો દીકરો તો ગાંડો છે ને તેનો દીકરો બાળક છે એટલે વહીવટ આ જમાઇને જ સોંપાશે. લગભગ ઘરજમાઇ જેવી જ જીવરાજની સ્થિતિ થશે. પણ જીવરાજ જેમ પહેલાં એમના મહેણાંટૂણાંથી કે ટોળટપ્પાંથી ખિજાતો નહિ તેમ અત્યારે બદલાઇ ગયેલી હવાથી રીઝી જતો પણ નહિ. નહિ તો એ જ ભાઇબંધો એને મેટ્રિક ન થવા બદલ "તમારાથી 'બાટલી' યે ન ફૂટી! ને પેલી તો...," 'કાગડો દહીંથરું લઇ ગયો!' 'આવડા મોટા શેઠને દુનિયા આખીમાં વર ન મળ્યો?' 'ખાવાનું પણ શેઠ પૂરું પાડતા હશે ત્યારે?'–એવાં અનેક સુભાષિતોથી શરૂઆતના દિવસોમાં ક્યાં નહોતા વધાવતા? પણ મંજુની પાસેની અવરજવરથી જીવરાજમાં એટલી તો સહાનુભૂતિની ને વત્સલતાની લાગણી જન્મી છે કે કોઇનો જ વાંક એના મનમાં વસતો નથી. પોતે તેમને ઠેકાણે હોત તો વધારે સારી રીતનું વર્તન કરી બતાવત કે કેમ એવો જ એને માત્ર વિચાર આવતો.

શેઠ હજી આ બધી વાતને અંગેય તે ઘર આગળ નહિ પણ પેઢી પર જ જીવરાજને બોલાવતા, તેનું એને વસમું લાગતું નહિ.

હોય. એવડા મોટા શેઠને ગરીબને દીકરી આપતાં એકદમ તો સરખા-પણું રાખતાં કેમ કરી ફાવે ? ઉદારતાથી ડોસાની સ્થિતિ એ સમજી શકતો. ઊલટું, એકલતામાં સડતા ડોસાને બની શકે તેટલું શબ્દો દ્વારા સુખ આપતો. છેલ્લા મહિનામાં દીકરીને બહાને પોતાને કેટલું મોટું સાન્ત્વનનું સાધન મળશે એમ ડોસાને થતું. જીવરાજનો મોટો ગુણ જ એ હતો કે સામાના મનની અનુકૂળતા વરતી લેવી અને એને પ્રિય થઈ પડવું. પણ તોયે ડોસા એની સાથે કડક રીતે વર્તતા. આશ્રિત છે એનું ભાન તાજું રહે એ રીતે બોલતા. દીકરી વગે પડશે ને પોતાને વાત કરવાનું સ્થાન મળશે. ગરજુ જમાઈ અરધા બોલે આવીને હાજર થશે. આમ જીવરાજ માટે અંદરથી આવો ભાવ હોવા છતાં, જાહેરમાં તો ડોસા એને એની સ્થિતિનો ને દરજ્જાનો ખ્યાલ રહે એ માટે ગુમાસ્તાઓના દેખતાં સારી પેઠે દબડાવતા પણ ખરા. જીવરાજ ખમી ખાતો. જો કે ઘણીવાર એને થઈ આવતું કે ઘેર માને લખી વાળું કે આના જમાઈ મારે નથી થવું. કોઈવાર દુકાનનો કોઈ સંગાથી જીવરાજને ઉંકારો કરતો જોઈ કહેતો પણ ખરો, 'એકવાર પરણી લેને, પછી બાજી એની મેળે સુધરી જશે.' જીવરાજ સમજતો કે ડોસા શેના સુધરે.

છેવટે જીવરાજે ડોસાને એ રસ્તો બતાવ્યો કે પોતે જઈને ચંચળને તથા રતનડોશી બંનેને લઈ આવે. ચંચળ હવે ઘેર દીકરાની વહુના હાથની જાડી સારવારનો સ્વાદ લેતી ચાલુ માંદગીના ખાટ-લામાં પડી છે. પોતે પડી પડી પણ ડોસાને 'ભાઈ મારા, આટલી છોડીને પારકી કરી દે !' એવા આજીજીભર્યા સંદેશા મોકલાવે છે. ડોસાએ જીવરાજને કહ્યું કે બેન તો નહિ જ આવે. પણ રતનડોશી વગર ચાલે એમ નથી. માટે ગમે તેમ કરી લઈ આવો. પરિણામે જીવરાજે જ લેવા જવું એમ નક્કી થયું. ડોસાની બુદ્ધિ હજી કામ કરતી જ હતી. એમણે આજ સુધીમાં જાણ્યું હતું કે કર્દમને ને જીવરાજને બેસતી છે. સાથે કર્દમને પણ 'અમારું ગામ

તો જુઓ એકાદવાર' કહી, જીવરાજ ત્યાં કોઈ નાતની પ્રપંચ-જાળોમાં પડી અટવાય નહિ ને મોંઘો થાય નહિ એ માટે સાથે રવાના કર્યો.

દેવદૂતની છટાથી કરવાનું આ કામ કર્દમે એકદમ હોંસભેર સ્વીકારી લીધું. એને પોતાના મુંબઈ આવવાનું સાર્થક આ પ્રસંગમાં લાગ્યું. મંજુનું કામ પોતે કરે છે એ ખ્યાલે એ કૃતકૃત્યતા અનુભવી રહ્યો.

'કેમ, મને દૂર કરવામાં તમને આટલો બધો રસ છે?' વસંતલ વાયરો અડયો હોય ને વેલ પ્રફુલ્લી ઊઠે એમ પ્રફુલ્લિત થયેલી મંજુ બારણામાં આવતી બોલી.

સામાન બાંધતાં બાંધતાં કર્દમે ઊંચે જોયું.

'ના, રે. તમે કહો તો બિસ્તર છોડી નાખું.'

પણ મંજુ જ બિસ્તર બાંધવામાં મદદ કરવા લાગી. પરીક્ષાની તાવણીમાં તવાયેલું તો યે નવા કોડના ઊભરાને લીધે એનું શરીર વધારે સુંદર બન્યું હતું. પડતાં નજર પડી ગઈ પણ ત્યાંથી તરત કર્દમે પાછી વાળી લીધી. માત્ર, મંજુના દેહ પર આનંદની પીઠી જોઈ કર્દમની આંખમાં અમૃતનાં અંજન થયાં.

'કેમ બાંધવા લાગ્યાં? એમને સાચવજો. કોઈની જોડે ઝઘડવા દેશો નહિ. એકલા મૂકશો નહિ ને ઝટપટ પાછા લઈ આવજો. એવું એવું કહેવા તો આવવાનું થયું હશે, પણ ઉપરથી મારો વાંક પકડવા કરે છે!'

'ના. ના. એ તો બધું ખરું જ પણ મને વરાવી દેવામાં તમને આટલી બધી ઉતાવળ શેની છે? એક વરસ રહીને થશે તો યે શું?'

કેવો સોનાનો વિચાર! પોતાને મંજુનાં દર્શન, શબ્દો, સરખરા હજી એક વધુ વરસ મળે એથી રૂડું શું? ઉપરાંત બીજો કોઈ હોત તો ઉપકાર કરનારનો માનવંતો ભાગ ભજવવાની એક વરસ વધુ તક મળે તો તરત જ સહર્ષ વધાવી લેત. પણ કર્દમ બોલ્યો :

'હવે આમ તૈયારી થઇ ગયા પછી વરસ પાછું ઠેલો એ તે ચાલે? પણ તમને લાગતું હોય કે હું ઉતાવળ કરું છું તો આવતાં મુંબાઇની ગાડીમાં જીવરાજ શેઠને બેસાડીને હું મારે વચ્ચે જ ઘેર રહી જઇશ.'

'ના, ના. તમે એમ ન કરશો. જરૂર પાછા આવજો. તમારા વગર હું નહિ પરણું.'

અને એક સ્મિત કર્દમની દિશામાં ફેંકીને ચાલી ગઇ.

'શું કહ્યું? કોના વગર નહિ પરણે? તમને કહ્યું, ડોક્ટર?' કહેતો રઘુવીર અંદર દાખલ થયો. 'હવે તો વર પણ ક્યારનો નક્કી થઇ ગયો છે ત્યાં આના વગર કે તેના વગરનો સવાલ જ ક્યાં રહ્યો છે?'

અને ખુરશી પર બેસીને બોલ્યો: 'આનું જ નામ લગ્ન, જેમાં બધા વગર ન ચાલે ફક્ત પ્રેમ વગર ચાલે. લગ્નોત્સવમાં ઘણુંખરું બધા મહેમાનો હાજર હોય છે, એક પ્રેમ જ ગેરહાજર હોય છે.'

રાતે ગાડી ઉપડી પૈડાના ગડગડાટમાં કર્દમને મંજુના છેલ્લા શબ્દો વારંવાર સ્પષ્ટ સંભળાઈ આવતા : 'તમારા વગર હું નહિ પરણું.' ઊંઘ ન આવી ત્યાંસુધી એ રટતો હતો :

'પ્રેમકા પ્યાલા પીઓ મતવાલા અંખિયાં મેં લાલી લગાઇ રે.'

ગાડી પુરપાટ ચાલતી હતી.

# ૫

'અરે, આ કોણ ? !'

રઘુવીર બારણામાં જ ખંચાઇને ઊભો રહ્યો. કર્દમના ઓરડામાં કોઇ યુવતી અરીસા સામે ઊભી ઊભી વાળ ઠીક કરતી હતી. કપડાં પર મુસાફરીની અસર હતી, પણ શરીરની તાજગી પ્રભાતના ગુલાબની યાદ દેવરાવે એવી હતી.

રઘુવીર પાછો જતો રહેતો હતો. પાછળથી અવાજ આવ્યો:

'ભાઇ તો કહેતા હતા ને કે તમે ગાંડા છો ? તમે તો ડાહ્યા માણસની પેઠે શરમાઇને પાછા ચાલવા યે માંડ્યા.'

'ભાઇએ કોઈ બીજા માણસ વિષે કહ્યું હશે.' લાપરવાહીથી બોલી રઘુવીર આગળ વધ્યો.

'બીજું તો કોણ નસીબદાર માણસ હશે કે વાળ આમ આકાશ તરફ ઊડતા રાખી ને ખમીસ અવળું ચડાવીને ફરે ! ભાઇએ એ નહોતું કહ્યું કે ગાંડા માણસો જૂદા પણ હોય છે.'

રઘુવીર પાછો ફરી ઉંબરમાં આવી બે બારસાખે બે હાથ દઈ ઊભો રહ્યો. માત્ર આ દુનિયાથી પર રહેતા જીવાત્માઓ જે દૃષ્ટિથી જોઈ શકે છે તે દૃષ્ટિથી એણે અંદર જોયું. બોલ્યો, 'તમારું નામ ?'

'સુલભા.'

અને સુલભા વાળના ચીપિયા ઠીક કરતી કરતી સામે આવીને ઊભી.

'તમારા ભાઇએ કદી તમારી તો મને વાત જ કરી નથી !' વધારે આંખથી ને થોડું મોઢેથી રઘુવીર બોલ્યો.

‘કાંઈ નહિ. ચાલો, હવે હું કરીશ.’ એમ ટોળથી બોલી રઘુવીરની દૃષ્ટિ સહન ન થવાથી, ‘ખસો જોઉં, મારે મંજુબેન પાસે જવું છે,’ કરતી બહાર નીકળવા બારણા તરફ ચાલી.

પાછળથી કર્દમ આવ્યો. એ પોતાની ઓરડીના દૃશ્યની રંગત જોઈ રાજીરાજી થઈ ગયો.

સુલભાની આંખની મદદથી રઘુવીરને પાછળ કર્દમ આવ્યાની ખબર પડી. બાજુ ખસીને બોલ્યો: ‘ક્યારે આવ્યાં તમે લોકો ?’

સુલભા ઝટ દઈને બહાર નીકળી, દાદર ઊતરી ગઈ.

‘મને તો ઊંઘમાં ખબરે ન પડી. તમે આટલા બધા વહેલા આવશો એ પણ કોણ જાણતું હતું ? અવાજ સાંભળી અહીં આવ્યો. પણ તમારી બહેને કહ્યું તો યે માન્યામાં ન આવ્યું !’

‘સ્વપ્નોથી ટેવાયેલાને વાસ્તવિકતા માન્યામાં નથી આવતી.’ કર્દમે રઘુવીરને એની ભાષામાં જ જવાબ આપ્યો.

ત્યાં તો નીચે ડોસાના ખંડમાંથી હોહાનો અવાજ આવ્યો. મોટા અવાજે શેઠ વાતો કરતા હતા. રઘુવીરે પ્રશ્નાર્થસૂચક દૃષ્ટિએ કર્દમ સામે જોયું. કર્દમ બોલ્યો:

‘એ તો અમારી સાથે જીવરાજનાં દાદી આવ્યાં છે એમની જોડે શેઠ વાતો કરે છે. હું ત્યાંથી આવું છું ને ? બધી મહેનત પાણીમાં જાય એવું છે. ડોશી એકની બે થતી નથી કહે છે કે મારે છોકરાને તમારી પૈસાદારની છોકરી ન પોસાય. ક્યાં ધોળો હાથી બાંધું ? તમારા બાપુ કહે છે કે હું પોષણ કરીશ તો કહે છે કે મારે છોકરાને વેચવો નથી. હવે તમારે પણ જીવરાજ સામેનો પૂર્વગ્રહ છોડી આટલું કામ કેમ બરોબર પાર પડે એ ઉપર દૃષ્ટિ રાખવી પડશે.’

'તો આજસુધી વિવાહ કેમ ટકાવી રાખ્યો?'

'કહે છે કે ઓછા તમે આવડા મોટા લોક એમ સહેજમાં છોકરી દઈ દેવાના હતા? મારા મનમાં કે છોકરો મારો છો એ બહાને નોકરીએ વળગતો.'

નીચેથી મકનશેઠના અને રતનચંપીના રોષભર્યાં શબ્દો સંભળાતા હતા :

'તમારા નસીબમાં જ આ ઘરની છોકરી કયાંથી?'

'તમારા નસીબમાં આવો છોકરો કયાંથી?'

'એવા તો ઘણા ટિચાય છે એક કહેતાં એકસો લઈ આવીશ. તું જોતી રહીશ.'

'તે એકસોને આપજે ને! મારા જીવાનું તો લીંબડીવાળા મોહનનો છોકરો રગરગે છે તે હા પાડું એટલી વાર!'

બંને જણાં તું–તારી પર આવી ગયાં હતાં. ભારે કોલાહલ મચ્યો. માંડમાંડ રઘુવીરને એના ઓરડામાં મૂકી, 'સૂલબાને મોકલું છું!' કહી કર્દમ નીચે ગયો. એણે, મંજુએ અને જીવરાજે મળી બંને વૃદ્ધોને છૂટાં પાડયાં.

'તું જાણતી હોઈશ કે તું મને ફજેત કરીશ. પણ હું એમ ડરી જાઉં એમ નથી એ સમજી લેજે.'

'ના રે. હું શેની તને ફજેત કરું? તું જ કરીશ.'

'હવે તો મારે જ છોકરી નથી દેવી. થાય તે કરી લેજે. જા જરગી!'

ડોસાને કદી આમ લાલપીળા થયેલા ને આટલા બધા શબ્દો બોલતા કર્દમે જોયા સાંભળ્યા ન હતા. મંજુ ને રઘુને મન પણ નવાઈ હતી. છેલ્લા વરસથી ડોસા ન છૂટકે જ બોલતા આજે મૌનની બધી પાળો તોડીને મનની અંદર દબાઈ રહેલી વાણી જાણે મુક્તપણે વહી રહી હતી.

'મારે છોકરો વેચવો નથી, બસ.એમાં હું શું ખોટું કહું છું, બાઇ?' કર્દમને ડોસી કહેવા લાગી. ડોસીની વાક્છટા અને જુસ્સો જોઇ નાનપણમાં એની લડવાની કેટલી શક્તિ હશે એની કર્દમ કલ્પના કરવા લાગ્યો.

માંડમાંડ ડોસાને મંજુએ ને કર્દમે પેઢી પર રવાના કર્યાં. જીવરાજને ડોસી કહેતી હતીઃ

'બારણામાંથી ત્રણ જણ્યાં નીકળ્યાં તે છેવટે આ રામાયણ થઇ.'

'કાંઇ નહિ. તમે ય વહેમી બહુ તો. બપોરે બધું જ બરોબર થઇ જશે. સુલભા આવી એટલે આપણે અહીં આવ્યાં તો ચાર છીએ ને?' કર્દમ ડોસીને સમજાવવા લાગ્યો.

મકનશેઠ પેઢીએ ગયા પછી કર્દમે ને જીવરાજે ડોશીને નહાવા-ધોવાની વ્યવસ્થા કરી આપવા મંજુને કહ્યું ને ઉપર રઘુવીરની ઓરડીમાં ગયા.

'ગાંડાની સંખ્યા વધવા લાગી છે,' રઘુવીર બોલ્યો.

'હા, જુઓને કેટલાં બધાં ગાંડાં લોક ઘરમાં ભેગાં થયાં છે? નહિ તો આટલો કોલાહલ જાન આવતાંની સાથે જ થાય ખરો?' કર્દમ હસતો હસતો બોલ્યો.

'એ તો ખરું, પણ કોલાહલમાં મારો ભાગ નહોતો તોયે મને પણ ગાંડી કહે છે.' સુલભા બોલી. એની આંખોમાં ઘેન શેનું હતું? ગાડીમાં ઉજાગરો થયેલો તેથી ઊંઘનું?

'તે તું જાણે.' કર્દમે વાત ટૂંકાવી દીધી.

નીચેથી ડોસી હાંફતાં હાંફતાં ઉપર આવ્યાં. રીસમાં મંજુને 'નાહેલી જ છું, એતો!' કહીને 'પછીથી, રહીને નાહીશ!' કહી ઉપર છોકરાં પાસે આવતાં હતાં.

બેસીને બધાં છોકરાં તરફ એક બે વાર ઓરડા ફરતી દૃષ્ટિ નાખીને સહેજ થાક ખાધો.

'તમે આમ બોલશો, માશી, એ તો નહિ ચાલે.'

'મારી ગવરીનો રઘુ બોલ્યો કે ? હું મરી જાઉં ! તને હવે ઠીક છે ને? કે' છે કે મગજ બરોબર રહેતું નથી. ગામશોક જ એવાં. છે. જુઓને, આને શું થયું છે ! રૂડું રૂપાળું બોલે છે ને ?'

'પણ માશી, મારા બાપા ભલે પરણાવવાની ના કહેતા. એટલા પરથી બધું ફોક કરી દેશો નહિ.'

જવાબદારી ઉઠાવવાની રઘુની તૈયારી જોઈ કર્દમ ખૂશ થયો.

'વાહ, મારા ગવરીના રઘુ ! દીકરા હજો તો તારા જેવા હજો. ના કહ્યા ઉપર પરણુવાનું પકડી રાખનાર મારા જીવલા જેવાને તે શું કરે ?'

'તમે આમ શું બોલ્યો છો ?' કર્દમ અકળાયો.

'તમે ગમે તેમ કરોને ! બાપુજીના એ બોલ ઉપરથી કાંઈ મારી બેનને રખડાવી મારવાની છે ? હું બેઠો છું ભાઈ. બધું પૂરું પાડીશ.'

'પણ મારે ન જોઇએ.'

'ન કેમ જોઇએ ? હમણાં જ હું ગોરને બોલાવું છું. ને બાપુ આવતાં પહેલાં લગન પણ કરી દઇએ છીએ. કોણ ના પાડે એમ છે? જોઉં છું.'

કર્દમ બ્રાહ્મણને બોલાવવા ઊઠયો. કોટ પહેરવા વચલે બારણેથી પોતાના ઓરડામાં ધસ્યો.

ડોશી અકળાઇને અર્ધાં ઊભાં થઈ ગયાં.

'ના, ના, દીકરા. ન જઈશ. હું મરી જાઉં !'

ડોશીને આ થોડા દિવસમાં કર્દમ બહુ જ ગમી ગયો હતો. તે ઊભાં થઇને બહાર જઈ કર્દમ પોતાની ઓરડીમાંથી કોટ ચડાવી તે તરફ અરધો દાદર પણ ઊતરી ગયેલો તેને કાલાવાલા કરી બોલાવી લાવ્યાં.

'તમે ગમે તેમ કરોને, પણ અમે બાપુના બે શબ્દને કારણે બધું ફોક થવા દેવાના નથી. બ્રાહ્મણ વગર ચલાવી લઈશું. હું બોલીશ આવડે એવા થોડાક મંત્રો. કેમ કર્દમ?'

'ના, બાપા, હું મરી જાઉં. એમ કરશો માં! ડોસાને તો ઘણાં યે લગન લેવાં છે, પણ મારે નથી કરવા દેવાં.'

'એમ તે કાંઇ ચાલે, માશી. તમે સમજુ થઇને આમ બોલો છો? મારી બા નથી એટલે જ ને?'

'હું મરી જાઉં. તું આંખ ભીની કરીશ નહિ, બાપ!' એટલું બોલતાં બોલતાં તો ડોશીનો અવાજ ફાટી ગયો. ગવરીના રઘુની છેલ્લી દલીલ સાંભળી ડોશી લગભગ લગ્ન લેવાનું કબૂલ કરવા ઉપર આવી ગયાં. 'ભલે ત્યારે! પણ...'

'પણ કેવું હવે આટલે દિવસે?' રઘુવીર બોલ્યો.

ડોશી ટટાર થઈને બોલ્યાં, 'બેટા, મારું મન માનતું નથી. જવા દે વાત. હું મરી જાઉં!'

છોકરાઓ મૂંઝાયા.—વારે ઘડી ડોશી આમ કેમ કરતાં હશે?

'સુખીબા યે નથી. નહિ તો દેખત કેમ તમે ના પાડત તે.' રઘુવીરની આંખ આટલું બોલતાં ઊભરાઇ ચાલી.

સુખીનું નામ પાડતાં ડોશીના બરડામાં કંપારી પસાર થઈ ગઇ.

'રડીશ માં, બેટા, હું મરી જાઉં! પણ હું તે શું કરું? મુંબઈની ખાડીમાં પડવાનું યે નસીબમાં નહોતું બન્યું. આ કદમિયાએ ડબાનું બારણું ખરે વખતે વાસી દીધું.' અત્યંત વ્યથાથી બોલાયેલા આ શબ્દોમાં વચ્ચે 'કદમિયા' ના નામનો ઉચ્ચાર ભારે લાડભર્યો હતો.

'તે તમે બારણું જાણી જોઇને અધખોલું રાખેલું કે? ઠીક થયું ને કે મારી નજર પડી ને મેં બંધ કર્યું નહિ તો નાળિયેરની ભેગાં જ તમે પણ જાત. ને વિવાહને ઠેકાણે...' કર્દમ બોલ્યો.

'શું કરું ત્યારે?' ડોશી ઊંડો નિ:શ્વાસ મૂકીને બોલ્યાં.

'કેમ શું કરું ?' રઘુવીર બોલ્યો. 'તમારા મનમાં કાંઇ હોય તો કહો. બાકી અમને ખોટી રીતે ના ના ન કરશો.'

'કંઈ કહેવું નથી, મારા દીકરા.' ત્યાં મંજુ રઘુવીરના બાળકને લઈ ઉપર આવી. બાળકને સુલભાએ લઈ લીધો ને એ રમાડવા લાગી. મંજુને પડખે બેસાડી વાંસો પસરાવતાં ડોશી બોલ્યાં, 'હું મરી જાઉં, તમે છોકરાં મોટાં થઇ ગયાં પણ મારે મનતો હજી કીકલાં જ છો તો ! એઠાં હો તો એક વાત કહું, હું મરી જાઉં.' ડોશીએ મન મોકળું કરવા છેવટે રસ્તો શોધી કાઢયો.

'કહો !' 'કહો !' બધાં બોલી ઊઠયાં. મનમાં એમ પણ થયું કે ડોશીમાની વાત કાંઇ કરતે બીજે પાટે ચડે છે ને એમની હઠ મોળી પડે છે !

'જુઓ ! સાંભળો ત્યારે.' ધ્રૂજતા હાથે મંજુની પીઠ પંપાળતાં ડોશી બોલ્યાં. મંજુનું મોં લાડકોડથી, શરમથી ને થોડીવાર પહેલાંના પ્રસંગના રોપથી લાલલાલ થઇ ગયું હતું.

રઘુવીરે મંજુનો હાથ જીવરાજના હાથમાં મૂકયો ને બોલ્યો, 'શુભ મંગલમ્ સ્વાહા ! વરકન્યા સાવધાન !'

ત્યાં ડોશીએ ગળું ખોંખાર્યું. એ બોલે છે એમ ધારી સૌ એકધ્યાન થઇ ગયાં.

'કંકાવટી કરીને એક નગરી હતી. નગરીને પાધર રૂપેણ નદીનાં પાણી વહ્યાં જાય છે. એક દિવસ રાજાનો કુંવર સરખે સરખા ગોઠિયા જોડે ઝીલવા ગયો, હું મરી જાઉં !'

અહીં બધા 'હું મરી જાઉં !' સાંભળી હસી પડયા. 'કુંવર ઝીલવા ગયો તેમાં તમે શીદ મરી જાઓ ?' સુલભા ટહુકી.

'કાંઈ નહિ. એમને બોલવા દો. નાનપણમાં એમને મોઢે તો કેટકેટલી વાતો સાંભળી છે, મંગુ ને મેં બેય જણે ?' રઘુવીર બોલ્યો.

મંગુનું નામ સાંભળી ડોશીની આંખમાંથી બોર જેવડાં બે આંસુ નીચે ખરી પડયાં. બોલ્યાંઃ

'મરી ગઈ હોત તો યે સારું હતું.. હં, ને રાજાનો કુંવર ઝીલવા ગયો એમ કહેતી'તી ને? તે મૂઓ ગયો એમાં જ તો ઓકાણું મંડાઈ ને, હું મરી જાઉં?'

'કહો! કહો!' બધાં ગંભીર થઈને બોલ્યાં.

'ઝીલીને બહાર નીકળે છે તો રાજાના કુંવરના હાથમાં કાંક સોનાના તાર જેવું આવ્યું. સોનેરી વાળસ્તો! એ તો, ભાઈ, હતો એવો બીને લુગડે ઘેર આવ્યો ને માને કે' છે ને બાપને કે' છે કે પરણું તો આ સોનાના વાળવાળીને પરણું, બીજી બધી મારે મા બેન. મા ને બાપ તો અવાક્ થઈ ગયાં. શું બોલે બિચારાં, હું મરી જાઉં?

'રાજાનો કુંવર તો નથી ખાતો ને નથી પીતો. દિવસ આથમ્યો ને રાત પણ આથમી. બીજો દિવસ થયો, ત્રીજો થયો ને ચોથો યે થયો. રાણીનો જીવ નાં ચાલ્યો. માનો જીવ ને? રાજાને કહે છે. રાજાજી કાંક રસ્તો કરો. રાજા કહે છે, દીકરી તમારી છે, તમે વિચાર કરો. રાણી કહે, હું શો વિચાર કરું, હું મરી જાઉં?'

'અરરરર, સોનાના વાળવાળી તે સગી બેન જ નીકળી કે?' બધાં બોલી ઊઠયાં. તેમાં પણ મંજુ ભાવકંપવાળો અવાજ તો જુદો તરી આવતો સૌએ સાંભળ્યો. હશે ડોશી શ્વાસ ખાઈ બોલ્યાં:

''મારે મોંઢે કહેવડાવો છો?' રાજા કે'છે. 'રાણી કે' છે તો ત્યારે દીકરા જેવો દીકરો મરવા યે દેવાય છે? એ તો, ભાઈ,' ડોશીએ કર્દમ સામું જોઈ કહ્યું, જોશી બોલાવ્યા ને જાણતલ તેડાવ્યા. ને ઘડીઆં લગને લઈ લીધાં. આંગણે ઢોલતાંસાં વાગે છે. શરણાઈના સૂર છૂટાય છે. તોરણ બંધાયાં છે ને માંડવો પણ રૂડા ચૂંગળના થાંભલાઓનો રોપાવ્યો છે. હવે કન્યાની પધરામણી થાય એટલી જ ખોટી છે. પણ કન્યા કયાં ગઈ? કન્યાની સૌ શોધ કરે છે, ભાઈ, તો કન્યાં તો પાછળ વંડામાં

ચંદનનું ઝાડ હતું ને તેની ઉપર ચડીને પાંદડાંમાં લપાઈને બેઠી છે. માડી જઈને દીકરીને નીચે ઊતરવા કે' છે.' ડોશીએ શ્વાસ લીધો ને ગળું ખોંખાર્યું. 'હવે ગીત આવે છે. કયાં ગાઉં આ ઉંમરે?'

રસ્તે મોટરનો અવાજ થયો. ચોંકીને જીવરાજ બોલ્યો, 'આપણે ત્યાં કોક આવ્યું?'

'બેસો,' કહી, તેને બેસાડી રઘુવીર બોલ્યો. 'નકામી વચ્ચે ખલેલ પાડી! માશી તમે ગાઈને જ કહેજો ગાવાનું આવે તો. શો તમારો કંઠ હતો! હમણાંનો સાંભળ્યો ય નથી.'

ડોશીએ ફરી ગળું ખોંખાર્યું. અને બોલ્યાં, 'ભાઈ, હું મરી જાઉં, ત્યાં ચંદનના ઝાડની હેઠે જઈને માડી જેવી માડી ઊભી રે' છે ને રડતી રડતી કે' છેઃ

ઊતરો મારાં સોનબાઈ બેની,
મોતી તોરણુ રજે ભરાય જો!
આપણે ઘેર તો વાજાં ને ગાજાં,
ઘડીયાં લગન આજ લેવાય જો!

પણ સોનબાઈ ઊતરે ત્યારે ને? ઉપર રહી રહી જવાબ આપે છેઃ

નહિ ઊતરું રે માડી મારી!
માડી તું આં રડીશ જો!
કાલે તને માડી રે કહેતી
આજે સાસુ કેમ કહીશ જો!
વધ વધ રે ચંદનના ઝાડ.
આટલેથી પડી મરીશ જો!

સોનબાઈ બોલી ને ત્યાં ચંદનનું ઝાડ વધ્યું રતો!

પછી સોનબાઈને એના બાપ બોલાવવા આવ્યા. બાપે કહ્યું,

ઊતરો મારાં સોનબાઈ રૂડાં
મોતી તોરણુ રજે ભરાય જો!
આપણે ઘેર તો વાજાં ને ગાજાં...

સોનબાઈએ તો ઉપર રહ્યાં રહ્યાં જ કહ્યું:

નહિ ઊતરું રે બાપુ મારા.
કેમ કરીને પરણીશ જો!
કાલે જેને બાપુ કહેતી
આજે સસરા કેમ કહીશ જો!
વધ વધ રે ચંદનના ઝાડ,
આટલેથી પડી મરીશ જો!

ચંદનનું ઝાડ ફરી ઊંચું વધ્યું. ને સોનબાઇ ઊંચે જવા લાગ્યાં

પછી તો મોટાભાઇ આવ્યા, બેન આવી ને જેમ જેમ એ સહુ સોનબાઇને નીચે આવવા કહે છે તેમ તેમ સોનબાઈના કાલાવાલાથી ચંદનનું ઝાડ ઊંચુંને ઊંચું વધ્યે જાય છે. બીજું શું થાય, હું મરી જાઉં?'

ડોશીને ગળે ડૂમો ભરાઈ આવ્યો. સુલભા પાણી લેવા ઊઠી.

બધાંની આંખમાં પાણી ભરાઇ આવ્યાં હતાં. સામાન્ય રીતે પોચા નહિ એવા કર્દમની આંખો પણ ભીની થઈ હતી. ડોશીએ પાણી પી ઊંડો લાંબો નિ:શ્વાસ મૂકયો.

બધાંને હતું કે ડોશી આગળ કહેશે પણ ત્યાં એ તો પાછા મૂળ વાત પર આવતાં રહ્યાં, 'કહે, મારી ગવરીના રઘુ, શી રીતે લગન થાય, પછી? મકનશેઠને કરવાં હોય તોયે હું શી રીતે હા પાડું? અને આંખો મીંચી જઈ ફરી નિસાસો મૂકયો.

'પેલી વાત કહોને! પૂરી કરોને!' બધાં બોલી ઊઠયાં.

'શી રીતે પૂરી કરું? મકનશેઠને પૂરી કરવી હોય તોયે શી રીતે પૂરી કરું, હું મરી જાઉં?'

'તમેય ગાંડાં થઈ ગયાં કે શું? આ જગા જ એવી છે. સુલભા સામે જોઈ રઘુવીર બોલ્યો.

'ગાંડી ગણો કે ડાહી ગણો, પણ બાઇબેનનાં લગન શી રીતે થવા દઉં, કહો! હું મરી જાઉં.'

બધાં 'હું મરી જાઉં' પર હસવાની ઇચ્છા રાખતા હતા પણ એના વાકયનો અર્થ મગજમાં ઊતરતાં ચોંકી ઊઠયાં.

'એમાં તમારે કયાં થવા દેવાનાં છે?' સુલભા બોલી.

'ત્યારે કોને? મારે નસીબે આવ્યું છે ને પરણાવવાનું.'

'કોને પરણાવવાનું?' સૌથી બોલી જવાયું.

'ભાઇબેનને.'

'કોણ? કોણ?' કર્દમ, રઘુવીર, સુલભા એકી સાથે બોલ્યાં.

'આ જીવરાજને ને મંજુને.'

'શું કહો છો? કાંઈ સમજાતું નથી?' રઘુવીર અકળાઇને બોલ્યો. સૌ મૂંઝાઈ ગયાં હતાં. લોહી વહેતું બંધ થઈ જાય એવી વાત કહ્યા પછી ઉપરથી વળી આ કયાંથી કાઢયું ડોશીએ?

'જુઓ ત્યારે છાતી કાઠી કરીને એકવાર કહીજ દઉં, હું મરી જાઉં.' ગળું ખોંખારી ડોશી બોલ્યાં. 'મારી ગવરીના રઘુ તું તો ધાવણો હતો ને તારી કાકી જીવતી'તી–સુખી. એનું મોં તને સાંભરતું તો હશે જ તો બાપલા. એ આ જીવરાજની મા. મોંઢાની મોકળાશ મળતી આવે છે ને?' આટલું કહી નાખ્યું એટલે ડોશીને મગજ પરથી ડુંગરા ખસી ગયા હોય એમ માથું હળવું લાગ્યું.

'ને બાપ?' એક બે જણાથી પૂછાઈ ગયું.

'બધું મારી પાસે કહેવડાવવું છે?'

'હવે શું બાકી ય રહ્યું છે?' રઘુવીર બોલ્યો.

'કહો, કહો.' કર્દમે કહ્યું.

પડખે કર્દમની ઓરડીમાં કાંઇક અવાજ થયો પણ કર્દમ ઊભો થાય ત્યાં ડોશી બોલ્યાં. એ નીચે બેસી ગયો.

'તમારે માનવું ન માનવું એ તમારા હાથની વાત છે. પણ પૂછો છો ત્યારે આટલે વરસે કહી દઉં છું. હું તો મારે પાપમાં ન રહું, હું મરી જાઉં. બાપ કોણ? તે, જે તારો બાપ એ જ.' કહી

'શું કહો છો તમે? કાંઈ ગાંડાં થયાં?' સૌ બોલી ઊઠ્યાં.

ડોશીએ પછી ટૂંકામાં બધી વાત બની હતી તેમ રજેરજ કહી નાખી. સુખી તો પોતાને કેવી દીકરીને ઠેકાણે હતી ને ગાંડી ગણીને એને પૂરી રાખતા ત્યારે એક રાતે જોવા ગયેલી ને પોતે કેમ અચાનક મકનને એની ઓરડીમાં જોયેલો એ કહ્યું. ને પછી જે બન્યું તે પણ બધું કહ્યું...પોતાની દીકરીને સાતમી વારની છોકરી દસ દાડાની થઈને મરી ગયેલી ત્યારે જમાઈ ને બંને વહેલી સવારે દાટવા ગયેલાં, ત્યાં રસ્તે ચંચળ મળેલી. ચંચળ ઉકરડા ઓથે દળી જવા તો ગઈ. પણ પોતે 'કોણ ચંચળ?' કરીને પકડી પાડી તો એ બોલી કે 'રાતે ભડકું કાચું રહી ગયું તે પેટમાં એવી ગડબડ થઈ કે વહેલા ઊઠવું પડયું.' પણ મુવેલી છોકરી દાટવા જતાં ત્યાંથી નાનો તાજો જ દાટેલો છોકરો મળ્યો. છોકરી લઈને પાછા આવતાં મકનશેઠની હવેલી પાસે આવે છે તો ચંચળ પોક મૂકી રડતી હતી. સુખી જ મરી ગયેલી તો! ચંચળ પાછલી રાતની ઊઠીને બહાર ગયેલી તે આ છોકરાને દાટી આવવા માટે. સુખીને એનું મોઢુંય કોણ જાણે જોવા દીધું હશે કે કેમ? ને છોકરાની વલે કરી એમજ કાં તો એને પણ ઠેકાણે જ પાડી હશે. સારું થયું કે દીકરીની ભાણીને અછબડા નીકળેલા એટલે કોઈને સુવાવડી પાસે આવવા દીધેલું નહિ. ને પછીથી ઘણાં પૂછતાં કે કેમ 'આયે છોકરી આવી'તીને?' તો કહેતાં કે 'બાપ, છેવાડો આટલો છોકરો આવ્યો તેને કોઈ ઓહકારી ન કાઢે એટલે ખોટું બોલ્યાં, શું થઈ ગયું? જીવ્યો એટલે એનું નામ પણ રૂડું જીવો પાડયું ને એને પરણવું હશે તો કાંઈ એને કુંવારો નહિ રાખીએ.' કહીને ડોશીએ જીવરાજ સામે જોયું.

થોડીવાર પહેલાં જેમ રઘુવીરે જીવરાજ ને મંજુના હાથ એકમેક પર હસ્તમેળાપની સ્થિતિમાં પકડી રાખ્યા હતા, તેમ જીવરાજ હવે મંજુના હાથને કર્દમના હાથમાં મૂકી 'શુભમંગલમ્ સ્વાહા!' એમ આનંદથી બોલ્યો.

'જુગતી જોડી છે.'

જોઇને રતનચંપી, રઘુવીર અને સુલભા બોલી ઊઠ્યાં.

રઘુવીર સુલભા સામે આંખ નચાવીને બોલ્યો, 'ખરું ને ?'

એક દુઃસ્વપ્નની જેમ હમણાં જે સાંભળેલું તે બધું, આ નવીન દૃશ્ય જોઇને વિસારી બધાં જ એકદમ આનંદમાં આવી ગયાં. કર્દમ અને જીવરાજની આંખો મંજુના હાથ પરની નવી સોનાની બંગડીઓ પર એક થઇ. ત્રણેના મુખપર મલકાટ છવાયો.

રઘુવીર બોલ્યો, 'માશી, તમારી વાતમાં તો ગમે તેમ થયું હશે પણ આ તો ઠીક થઈ આવ્યું એમાં શંકા નથી.'

'હા. હા. માજી, પણ પછી પેલીનું શું થયું એ તો તમે કહ્યું જ નહિ !' સુલભા બોલી.

'પેલીનું કોનું ? તારું ?' કહી ડોશી સહેજ હસવા ગયાં.

'મારી ચિંતા ન કરશો. મારું તો હું સંભાળી લઇશ. સોનબાઇનું પૂછું છું.' શરમાયા વગર જ સુલભા બોલી.

'કહો ! કહો !' સૌ બોલી પડયાં.

'શું કહું ? કાંઈ નહિ. વર થવા બેઠો હતો તે હડીલો ઊંધો ખાટલો નાખીને પડયો હતો ત્યાંથી ઊઠયો ને આવીને સોનબાઇને કે'છે કે ઊતર નીચે નહિ તો આ દેખી છે કુહાડી ? પણ સોનબાઈ ઊતરે ખરી ? તો તો તમે હમણાં ઘડી પહેલાં જીવાને મંજુ જોડે પરણાવી બેસતા'તા એમજ થાય ને ? ભાઇ જઇને કે'છે:

ઊતરો મારાં સોનબાઇ ગોરાં!...

સોનબાઈ કે'છે :

નહિ ઊતરું રે વીરા મારા,
કેમ કરી પરણીશ જો !
કાલ તો તને વીરો કહેતી,
પરણ્યો કેમ આજ કહીશ જો !
વધ વધ રે ચંદનના ઝાડ
આટલેથી પડી મરીશ જો !

ને ભાઈ ચંદનનું ઝાડ પણ તમારા બધા જેવું સમજુ હશે ને, હું મરી જાઉં, તે વધ્યું વધ્યું તે ઠેઠ આકાશે જતું અટકે એટલું વધ્યું.'

ડોશીએ શ્વાસ લીધો.

'પછી ? પછી ?' સૌ બોલી ઊઠ્યાં.

'પછી, ભાઈ, ભૂંડાએ હાથમાં કુહાડી હતી ને તેનાથી ટચકા કર્યો ને ઝાડ હતું તે ભડડડ ભૂસ કરતું નીચે પડ્યું ને...'

રતનચંપી પૂરું કરે ત્યાં કર્દમની ઓરડીમાં વચલા બારણા ભણી કશાકનો પડવાનો ધબાકો થયો.

સૌ ઊઠીને 'કોણ ?' 'કોણ ?' કરતાં હાંફળાં ફાંફળાં અંદર જઇને જુએ છે તો મકનશેઠ લાંબા થઇને પડ્યા હતા.

'અરરરરૂ, કોણ, દરિયાવનો મકન ? હું મરી જાઉં ?'

* * *

ઉત્તરનું ઓશીકું કરીને મકનશેઠ પોઢ્યા હતા. સોનાપુરના આંકડાઓ પર બેઠા બેઠા ચિતાના ભડકા જોઇને રઘુવીરે જીવરાજને કહ્યું: 'એક તું એવો મળ્યો જેનામાં એ છેતરાયા !' અને જીવરાજની પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં કર્દમ સામું જોઇ એની જુની લ્હેમાં હોય એમ ફાટી આંખે બોલ્યો :

'જીવનની પાટી ઉપર માણુસ સ્વાર્થના આંકડા મૂકવા તો જાય છે બરોબર. પણ કોઇક ક્યાંક રહ્યું રહ્યું એકાદ ઠેકાણે હાથ પકડીને એવો અવળો આંકડો મંડાવે છે કે આખા હિસાબ પર પાણી ફરી જાય.'



પહેલા વર્ષનાં

પ્રકાશનો



(૧) ખોળકી અને નાગરિકા

સુન્દરમ્



(૨) ઝબુકિયાં

અનિલ ભટ્ટ



(૩) રાત પડતી હતી

નીરુ દેસાઈ



(૪) વળામણાં

પન્નાલાલ પટેલ



(૫) પગદીવાની પછીતેથી

જયન્તિ દલાલ



(૬) ચરણરજ

નીરુ દેસાઈ



*

દુર્ગેશ શુક્લનો
નવલિકા સંગ્રહ

*

૧૦ મી ઓકટોબરે
પ્રગટ થશે.

*

ગતિ પ્રકાશન આઠમું